# પ્રસ્તાવના.

હિંદુસ્તાનના મુસલમાની રાજ્યના ઇતિહાસની નોટ ગુજરાતી પાંચમી તથા છઠ્ઠી ચોપડીના પાઠોમાંથી તથા હિંદુસ્તાનના મુસલમાની રાજ્યના એલફીન્સ્ટનકૃત ઇતિહાસમાંથી તથા હંટરકૃત ઇતિહાસમાંથી તથા મારી ટ્રેનિંગ-કૉલેજની નોટમાંથી ઉપયોગી હકીકત લઈ કાઢેલીછે; ભૂગોળની નોટ હોપકૃત ભૂગોળવિદ્યા ભાગ ૨ જાનો રાવસાહેબ મહીપતરામ રૂપરામે તરજુમો કરેલોછે તેમાંથી તથા ડકનકૃત ભૂગોળવિદ્યાનો રાવસાહેબ હરગોવિંદ દ્વારકાંદાસે તરજુમો કરેલોછે તેમાંથી મુખ્ય મુખ્ય બાબતો લઈ કાઢેલીછે.

ચોથા ધોરણના વિદ્યાર્થીઓને પાંચમી તથા છઠ્ઠી ચોપડીના ઇતિહાસના પાઠો શીખતાં ઘણા દિવસ લાગેછે, તોપણ સબંધવાર સંપૂર્ણ હકીકત જાણવામાં આવતી નથી તેથી નોટ ઉતરાવવાની જરૂર પડેછે. નાની ઉમરના વિદ્યાર્થીઓ હોવાથી તેમને ઉતારવાની ઘણી મેહેનત પડેછે તે દૂર કરવાના હેતુથી આ પ્રયાસ કર્યો છે.

ફાઇલના કાગળો વંચાવતી વખતે બાંધેલા શબ્દો તથા તેમાં આરબી ફારસી ભાષાના આવેલા શબ્દોના અર્થ સમજાતા નથી માટે તે શબ્દો લખેલા છે.

આ બીજી આવૃત્તિમાં આ. વાંકાનેરના તાલુકા

માસ્તર જટાસંકર પુરૂષોત્તમભાઈએ કેટલોક સુધારો કરવા ભલામણ કરી હતી તેથી તેમનો આભાર માનીએ છીએ.

આ નોટની પહેલી આવૃત્તિ થોડા વખતમાં ખપી-જતાં ઘણે ઠેકાણેથી માગણી થવાથી સુધારા વધારા સાથે આ બીજી આવૃત્તિ છપાવવામાં આવીછે. જે જે ગૃહસ્થોએ આ નોટને આશરો આપેલોછે તેમનો આભાર માનીએ છીએ ને હવે પછી આશરો આપશે તેનો આભાર માનીશું

વી. મુ. ધ્રુવ્ તથા કુ. હી. દોશી.

# ચોથા ધોરણને માટે ઇતિહાસ.

## ગીજની વંશની કવિતા.

ગીજની વંશી રાજા જાણ, સબક્ત ગીનને મહમદમાન,
મહમૂદ બીજો ને મસાઉદ, મહમૂદ ત્રીજો ને મોદુદ. ૧
અબદુલ હુસેન ને અબદુલરસીદ, સૂલતાન ફરૂક જાદ પ્રસિદ્ધ,
ઈબ્રાહીમ મસાઉદનામ, અરસલાન પુંઠે બેહેરામ. ૨
ખુશરૂ છેલ્લો ખુશરૂ મલેક, વર્ષ૦બસેં ને ચોવીશ લેખ.

## ગોરી વંશ.

અલ્લાઉદ્દીન ગ્યાસુદ્દીન ગોરી શાહબુદ્દીન,
મહમૂદ વેળા રાજપદ, વિશ વર્ષમાં લીન. ૧

## ગુલામ વંશ.

ગુલામવંશી રાજમાં, પ્રથમ કુતબુદ્દીન,
પછી આરામ ને અલ્તમશ પુંઠે રૂકનુદ્દીન. ૧
રઝીયાબેગમ તે પછી થયો મવઝુદ્દીન,
અલાઉદ્દીન મસાઉદ ને પુંઠે નાસરૂદ્દીન. ૨
ગ્યાસુદ્દીન બુલબન પછી છેલ્લો કૈકુબાદ,
બાશી વર્ષે રાજપદ, ગયું ખીલજીને હાથ. ૩

## ખીલજી વંશ.

ખીલજી વંશી રાજમાં પ્રથમ જલાલુદ્દીન,
ત્યારપછી કાકો હણી થયો અલાઉદ્દીન. ૧
મુબારક પછી હવો ખુશરૂ છેલ્લો જાણ,
પૂર્ણ વર્ષ તેત્રીશમે ચાલી તઘલખ આણ. ૨

## તઘલખ વંશ.

તઘલખ વંશી રાજમાં પ્રથમ ગ્યાસુદ્દીન,
મહમૂદ તઘલખ પછી થયો જાણે ફીરોઝુદ્દીન. ૧
નાસરૂદ્દીન તે પછી થયો મહમૂદ છેલ્લો જાણ,
વર્ષ એકાણું ચાલીઓ તૈમુરે વાળ્યો ઘાણ. ૨

## સૈયદ વંશ.

તૈમુર મુગલ પાછો ગયો પછી રાજ વેરાન,
ટુંકી મૂદત ધણી થયો લોદી દોલતખાં. ૧
ત્યારપછી એ રાજપદ ચૈલાવ્યું ખીજરખાં,
તૈમુર ધણીના નામથી રાજમાં ચાલી આણ. ૨
ત્યારપછી એ રાજપદ ગયું સૈયદને હાથ,
પ્રથમ મુબારક હવો સૈયદ મહમૂદ નાથ. ૩
છેલ્લો સૈયદ જાણવો નામ અલાઉદ્દીન,
છત્રીશ વર્ષે રાજપદ લોદીવંશાધીન. ૪

## લોદી વંશ.

બહીલોલ લોદી પ્રથમ પછી સિકંદર જાણ,
ઇબ્રાહીમના સમયમાં રાજ ગયું નીરવાણ. ૧
લોદીવંશી રાજપદ રહ્યું વર્ષ છોતેર,
મોગલ કુળના બાબરે રાજને આણ્યું ઘેર. ૨

## મોગલ વંશ

મોગલ કુળમાં મૂળનર બાબર શૂર અપાર,
થયો હુમાયું તે પછી અકબર ગુણ ભંડાર. ૧
જહાંગીર શાહજહાં પછી કપટી ઔરંગઝેબ,
પરાક્રમી પણ જુલમી ધર્મ દ્વેષની એબ. ૨

પડતી વેળામાં હવો પ્રથમે આઝીમ નામ,
બહાદુરશાહ તે પછી થયો જહાંદાર તે ઠાંમ. ૩
ફ્રેરોકશીર નામે હવો પુંઠે મહમુદશાહ,
એની વેળા આવીયો જુલમી નાદીરશાહ. ૪
કતલ કર્યા બહુ લોકને લૂટયું દિલ્લી શેહેર,
દ્રવ્ય હરી પાછો ગયો કીધો કાળો કેર. ૫
અહમદશાહ તે પછી થયો છેલ્લો આલમગીર,
રાજહણીને તે તણું થયા મરાઠા વીર. ૬
વર્ષ બસેં ચોવીશ લગી રહ્યું મોગલનું રાજ,
હિંદુ લોકના જોરથી મુસલમાન નારાજ. ૭

## ગીજની વંશની વંશાવળી.

| | |
|---|---|
| ૧ આલપ્તગીન | ૯૬૨—૯૭૭—૧૫ |
| ૨ સબક્તગીન | ૯૭૭—૯૯૭—૩૫ |
| ૩ મહમૂદ | ૯૯૭—૧૦૩૦—૩૩ |
| ૪ મસાઉદ | ૧૦૩૦—૧૦૪૦—૧૦ |
| ૫ મોદુદ | ૧૦૪૦—૧૦૪૯—૯ |
| ૬ અબદુલ હુસેન | ૧૦૪૯—૧૦૫૧—૨ |
| ૭ અબદુલ રસીદ | ૧૦૫૧—૧૦૫૧—૭ માસ |
| ૮ ફરૂકઝાદ | ૧૦૫૧—૧૦૫૮—૭ |
| ૯ ઈબ્રાહીમ | ૧૦૫૮—૧૦૮૯—૩૧ |
| ૧૦ મસાઉદ બીજો | ૧૦૮૯—૧૧૧૪—૨૫ |
| ૧૧ અરસલાન | ૧૧૧૪—૧૧૧૮—૪ |
| ૧૨ બેહેરામ | ૧૧૧૮—૧૧૫૨—૩૪ |
| ૧૩ ખુશરૂ | ૧૧૫૨—૧૧૫૯—૭ |

| | |
|---|---|
| ૧૪ ખુશરૂ ગલેક | ૧૧૫૯—૧૧૮૬—૨૭ |

## ગોરીવંશની વંશાવળી.

| | |
|---|---|
| ૧ અલ્લાઉદ્દીન | ૧૧૫૨—૧૧૫૬—૪ |
| ૨ સૈફુદ્દીન આરામ | ૧૧૫૬—૧૧૫૭—૧ |
| ૩ ગ્યાસુદ્દીન | ૧૧૫૭—૧૨૦૨—૪૫ |
| ૪ શાહબુદ્દીન | ૧૨૦૨—૧૨૦૬—૪ |
| ૫ મહમૂદ | ૧૨૦૬—૧૨૧૨—૬ |

## ગુલામવંશની વંશાવળી.

| | |
|---|---|
| ૧ કુતબુદ્દીન | ૧૨૦૬—૧૨૧૦—૪ |
| ૨ આરામ | ૧૨૧૦—૧૨૧૧—૧ |
| ૩ અલ્તમશ | ૧૨૧૧—૧૨૩૬—૨૫ |
| ૪ રૂકનુદ્દીન | ૧૨૩૬—૧૨૩૬—૭ માસ |
| ૫ રજીઆબેગમ | ૧૨૩૬—૧૨૩૯—૩ |
| ૬ મવજુદ્દીન | ૧૨૩૯—૧૨૪૧—૨ |
| ૭ આલાઉદીન | ૧૨૪૧—૧૨૪૬—૫ |
| ૮ નાશરૂદીન | ૧૨૪૬—૧૨૬૫—૧૯ |
| ૯ ગ્યાસુદીન બુલબન | ૧૨૬૫—૧૨૮૭—૨૨ |
| ૧૦ કૈકુબાદ | ૧૨૮૭—૧૨૯૦—૩ |

## ખીલજી વંશની વંશાવળી.

| | |
|---|---|
| ૧ જલાલુદીન | ૧૨૯૦—૧૨૯૫—૫ |
| ૨ અલાઉદીન | ૧૨૯૫—૧૩૧૬—૨૧ |
| ૩ મલેકકાફુર | ૧૩૧૬—૧૩૧૬—૧ મા. ૫ દી. |
| ૪ મુબારક | ૧૩૧૬—૧૩૨૦—૪ |

૫ ખુશરૂ ૧૩૨૦—૧૩૨૦—૫ માસ.

## તઘલખ વંશની વંશાવળી.

| | | |
|---|---|---|
| ૧ | ગ્યાસુદીન | ૧૩૨૦—૧૩૨૫—૫ |
| ૨ | મહમૂદ ગાંડો | ૧૩૨૫—૧૩૫૧—૨૬ |
| ૩ | ફીરોજાુદીન | ૧૩૫૧—૧૩૮૮—૩૭ |
| ૪ | નાસરૂદીન પેહેલીવાર. | ૧૩૮૮—૧૩૮૯—૧ |
| ૫ | ગ્યાસુદ્દીન બીજો | ૧૩૮૯—૧૩૮૯—૫ માસ |
| ૬ | અબુબકર | ૧૩૮૯—૧૩૮૯—૧॥ માસ |
| ૭ | નાસરૂદ્દીન બીજીવાર. | ૧૩૮૯—૧૩૯૨—૩ |
| ૮ | સિંકદર | ૧૩૯૨—૧૩૯૨—૧ માસ |
| ૯ | મહમદ બીજો | ૧૩૯૨—૧૪૧૨—૨૦ |
| ૧૦ | સરદાર દોલતખાં | ૧૪૧૨—૧૪૧૪—૨ |

## સૈયદ વંશની વંશાવળી.

| | | |
|---|---|---|
| ૧ | ખીજરખાં | ૧૪૧૪—૧૪૨૧—૭ |
| ૨ | મુબારક | ૧૪૨૧—૧૪૩૩—૧૨ |
| ૩ | મહમૂદ | ૧૪૩૩—૧૪૪૩—૧૦ |
| ૪ | આલમ | ૧૪૪૩—૧૪૫૦—૭ |

## લોદી વંશની વંશાવળી.

| | | |
|---|---|---|
| ૧ | બહીલોલખાં | ૧૪૫૦—૧૪૮૮—૩૮ |
| ૨ | સિકંદર | ૧૪૮૮—૧૫૧૬—૨૮ |
| ૩ | ઇબ્રાહીમ | ૧૫૧૬—૧૫૨૬—૧૦ |

## મોગલ વંશની વંશાવાળી.

| | | |
|---|---|---|
| ૧ | બાબર | ૧૫૨૬—૧૫૩૦—૪ |

| | |
|---|---|
| ૨ હુમાયું | ૧૫૩૦—૧૫૫૬—૨૬ |
| ૩ અકબર | ૧૫૫૬—૧૬૦૫—૪૯ |
| ૪ જહાંગીર | ૧૬૦૫—૧૬૨૭—૨૨ |
| ૫ શાહજહાં | ૧૬૨૭—૧૬૫૮—૩૧ |
| ૬ ઔરંગઝેબ | ૧૬૫૮—૧૭૦૭—૪૯ |
| ૭ બહાદુરશાહ | ૧૭૦૭—૧૭૧૨—૫ |
| ૮ જહાંદારશાહ | ૧૭૧૨—૧૭૧૩—૧ |
| ૯ ફરોકશીર | ૧૭૧૩—૧૭૧૯—૬ |
| ૧૦ મહમૂદશાહ | ૧૭૧૯—૧૭૪૮—૨૯ |
| ૧૧ અહમદશાહ | ૧૭૪૮—૧૭૫૪—૬ |
| ૧૨ આલમગીર | ૧૭૫૪—૧૭૫૯—૫ |
| ૧૩ શાહઆલમ | ૧૭૫૯—૧૮૦૬—૪૭ |
| ૧૪ અકબર બીજો | ૧૮૦૬—૧૮૩૭—૩૧ |
| ૧૫ મહંમદ બહાદુરશાહ | ૧૮૩૭—૧૮૫૮—૨૧ |

## સુરકુળની વંશાવળી.

| | |
|---|---|
| ૧ શીરશાહ | ૧૫૪૦—૧૫૪૫—૫ |
| ૨ સલીમશાહ | ૧૫૪૫—૧૫૫૩—૮ |
| ૩ મહમૂદ આદીલી | ૧૫૫૩—૧૫૫૬—૩ |



# હિંદુસ્તાનના ઇતિહાસની નોટ.

ઈતિહાસ એટલે જેવું બન્યું હોય તે પ્રમાણે કહેવું તે.

ઇતિહાસ શીખવાના ફાયદા—માણસની સ્મરણ શકિત વધેછે, રાજા પ્રજા વચ્ચેનો સંબંધ માલમ પડેછે, તે વખતના રાજ્યની સ્થિતિ કેવી હતી, કાયદા કેવા હતા, પ્રજામાં કેવા કેવા ગુણ હતા, ને સુખી હતી કે દુખી એ વિગેરે બાબત એના વડે જાણવામાં આવેછે. તે શીખવાથી માણસ સદ્ગુણી, પ્રમાણિક અને ભકિતમાન થાયછે.

## અયોધ્યાના જૂના રાજ્યની હકીકત.

આપણા ઘરડાઓ પેહેલા હિંદુસ્તાનના વાયવ્ય કોણમાં આવીને ગંગા જમનાના કાંઠાપર વસવા લાગ્યા, તેમાં શૂરા હતા તે વસ્તીપર રાજ અને હુકમ કરવા લાગ્યા. ધર્મની વાત બ્રાહ્મણ જાણતા તેથી તેમનો મત લઇને રાજાઓ રાજ વહીવટ ચલાવતા; મુલકના બંદોબસ્ત સારૂ નાના મોટા વહીવટદારો ઠરાવેલા હતા. એ અધિકારીઓ રાજાને સારૂ ખેડુત પાસેથી વજે વસુલ કરતા, વેપારી પાસેથી જકાત લેતા, ને વસવાયા પાસે વેઠ કરાવતા. રાજા સર્વ પ્રજાનો ઈનસાફ કરતા, ને ખૂન કરે તેને ફાંસીએ દેતા, ચોરના કાંડા કાપતા, ને હલકા ગુન્હા કરે તેની પાસેથી દંડ લેતા. એવું રાજ્ય અયોધ્યામાં હતું. તેમાં અતિ બળવાન રામ રાજા રાજ કરતા હતા. તેના વખતમાં રૈયત સુખી હતી તેથી તેના ઉપર પ્યાર રાખતી અને તેને

પરમેશ્વર તરીકે માનતી હતી. રામની રાણી સીતાને લંકાનો રાજા રાવણ હરી ગયો તેથી રામ રાજાએ લંકાપર ચડાઈ કરી ને રાવણ રાજાને માર્યો ને સીતાને પાછા લાવ્યા. ત્યાર પછી મોટું રાજ્ય હસ્તિનાપુર એટલે દિલ્લીમાં કૌરવ પાંડવનું થયું. તે રાજ્યની ગાદી માટે ઈ. સ. પુર્વે ૫૦૦૦માં કૌરવ પાંડવ વચ્ચે મોટું યુદ્ધ કુરૂક્ષેત્રમાં થયું. તે મહાભારતનું યુદ્ધ કહેવાયછે. તેમાં પાંડવ જીત્યા ને કૌરવ હાર્યા.

## પેહેલાંના હિંદુઓનો સુધારો.

અસના હિંદુ આચાર વિચારમાં તથા પૈસામાં બીજા દેશથી ચઢિઆતા હતા અને ધંધા તથા હુનરમાં જાણીતા હતા. તે વખતે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર એ ચાર જ્ઞાતિઓ હતી. હિંદુઓના ધર્મ શાસ્ત્ર ને શીખામણનું વર્ણન મનુસ્મૃતિમાં કરેલુંછે. તેમાં બધી જાતના ધર્મનું વર્ણન છે. કોઈ માણસ પોતાની બધી દોલત ધર્મ દાનમાં આપી દઈને પોતાના છોકરા વાસ્તે કંઈ નથી રાખતો તે નર્કે જાયછે એમ માનતા તથા પારકી જણુસ કોઇ લેતું નહીં તથા આડોસી પાડોસી માંહોમાંહે લડીને સરકારમાં જતા નહીં અને વિદ્વાનને માન આપતા ને તેમના કહ્યા પ્રમાણે ચાલતા.

## શ્રી કૃષ્ણ.

એ જાદવ કુળના છતાં આહીર કુળમાં ઉછર્યાં ને દ્વારિકામાં રાજ કરવા લાગ્યા. તેણે પાંડવોને જીતાડી રાજ અપાવ્યું. પ્રભાસ પાટણમાં બધા જાદવો કેદ્ર કરી માંહો-

ગાંહે લડી મુઆ. તેમાં શ્રીકૃષ્ણ મરાણા. એ લડાઇ ઢક-દવા સ્થળી નામથી પ્રખ્યાત છે. તે લડાઈ ઈ. સ. પુર્વે ૧૧ મા સૈકામાં થઇ.

## મગધ અથવા બાહાર પ્રાંતના રાજા.

એ રાજ્ય મહાભારતના યુદ્ધ પછી ઘણા વરસ ચાલ્યું. તેમાં ચંદ્રગુપ્ત અને અશોક એ બે રાજા પ્રખ્યાત છે. ચંદ્રગુપ્તની કીર્ત્તિ આસપાસના રાજ્યમાં ઘણી હતી. સિકંદરે બાદશાહે આ દેશ ઉપર ચડાઇ કરી પંજાબના પોરસ રાજા સાથે લડાઇ કરી જય મેળવી પાછા જતી વખતે ચંદ્રગુપ્તની સાથે દોસ્તી બાંધી હતી. અશોકે લોકોપયોગી ઘણાં કામો કર્યા ને તેણે બૌદ્ધ ધર્મ પાળી તે ધર્મનો મહિમા વધાર્યો. તે ધર્મ ઉપરથી જૈન ધર્મ નીકળ્યોછે હાલ બૌદ્ધ ધર્મ હિંદુસ્તાનના થોડાક ભાગમાં ચીન, ટિબેટ, ને લંકામાં ચાલેછે.

## અગાઉના વખતમાં પરદેશીઓના હુમલા.

હિંદુસ્તાનની દોલતથી મોહ પામી દેશ દેશના લોકો આ દેશમાં વેપાર કરવાને આવતા અને કેટલાક રાજાઓ ફોજ લઇ દેશ જીતવા આવતા. ૧ સિરિઆની સેમીરામિસ રાણી ૨ મિસરનો સીસોત્રીસ બાદશાહ ૩ ઈરાનનો દારા રાજા એઓ અનુક્રમે દેશ જીતવા આવેલા પણ તેમનાથી જીતાયો નહીં ૪ યુનાન દેશનો સિકંદર બાદશાહ ઇ. સ. પુર્વે ૩૨૭ માં સતલજ નદીના કાંઠા સુધી આવ્યો ને પંજાબના પોરસ રાજાને હરાવ્યો. સિકંદર પોતાના જીતેલા ભાગમાં સેલ્યુકસ સરદારને મૂકી બહારના રાજા ચંદ્રગુપ્ત

પ્લોથે દોસ્તી કરી પોતાની જીતને ઠેકાણે પંજાબમાં જલાલ-પુર ને મોંગ તથા સિંધમાં સિકંદરીઆ (ઉંચ) ને પાતાળ નગર (હેદ્રાબાદ) વસાવી પાછો પોતાને દેશ ગયો.

## માળવાના રાજા વિક્રમાજીત.

માળવામાં ઉજન નગરીમાં મહા શૂરવીર, પરાક્રમી, પ-રદુઃખભંજન અને અજીત એટલે કોઈથી જીતાય નહીં એવો રાજા વિક્રમ નામે થયો. તેની ન્યાયની તથા ચતુરા-ઈની ઘણી વાતો ચાલેછે. તેણે શક લોકોને જીત્યા તેથી તેના નામનો શક એટલે સંવત ચાલેછે. તે ઉતર હિંદુસ્તાન તથા ગુજરાતમાં હજી સુધી ચાલેછે. તે ઇ. સ. પૂ. ૫૬ વર્ષ અગાઉ થયો. તેણે વિદ્વાનોને ઘણો આશરો આપ્યો. તેની પાસે દેશો દેશના મોટા પંડિત કવિ વગેરે હતા તેમાંના મુખ્ય નવ વિદ્વાનો એની સભાનાં નવ રત્ન કહેવાતાં. વિક્રમના વંશમાં બીજો પ્રખ્યાત રાજા ભોજ થયો. તેણે વિ-દ્વાનોને આશરો આપી વિદ્યાનો બહુ વધારો કર્યો. એ રાજા દાનેશ્વરી કહેવાય છે. તે ઇ સ. ના ૧૧ માં સૈકામાં થયો.

## વલ્લભીપુર.

એ રાજ્ય ઇ. સ. ના ૪ થા સૈકામાં ભટાર્કે સ્થાપ્યું. તેનો નાશ ૬૩૪ માં શિલાદીત્યના વખતમાં સિંધના મલે-ચ્છ રાજાએ કર્યો તેથી તે તૂટી ગયું. અસલ વલ્લભીપુર હતું ત્યાં હાલ ગોહેલવાડનું વળા ગામ છે.

## દક્ષિણમાં બ્રાહ્મણ તથા રજપૂતનું રાજ્ય.

વલ્લભીપુરના રાજ્ય વખતે બ્રાહ્મણોનું રાજ્ય કાનડા અને

મલબારમાં હતું ને રજપૂતનું રાજ્ય મહારાષ્ટ્ર ને કર્ણાટક-માં હતું.

**શાલીવાહન**—ઇ. સ. ૭૮—વિક્રમ પછી લગભગ ૧૦૦ વર્ષે બીજો રાજા શક લોકની સામે થયો તેનું નામ શાલીવાહન હતું. તેનો શક ચાલેછે. વિક્રમનો સંવત ને શાલીવાહનનો શક એ બંને હિંદુસ્તાનમાં વરસ ગણવાના કામમાં આવેછે. શાલીવાહન એ દક્ષિણના પૈઠણ ગામના કુંભારનો છોકરો હતો. તેણે બ્રાહ્મણોને બૌદ્ધના જુલમથી છોડાવ્યા તેથી બ્રાહ્મણોએ તેનો શક ચલાવ્યો.

## મુસલમાનોના હુમલા.

મહમદ પેગંબર ૫૭૦ માં જન્મ્યો ને ૬૩૨ માં મરણ પામ્યો તેણે ૬૦૯ માં મુસલમાની ધર્મ ચલાવ્યો. તેના પાંચમા ખલીફના વખતમાં મહમૂદ કાસમે ૭૧૨ દેવળગામ એટલે કરાંચીના રાજા દાહીરઉપર ચડાઇ કરી સિંધ પ્રાંત જીતી લીધો તથા દાહીર રાજાને માર્યો ને તેની રાણીઓ નગરઠઠે જતી રહી.

## ગીજની વંશ.

૯૬૨ થી ૧૧૮૬ સુધી ૨૨૪ વર્ષ ચાલ્યો.

**સબક્તગીન. ૯૭૭–૯૯૭–૨૦**

તુર્કસ્તાનમાંથી કોઇ શાહુકારે સબક્તગીનને ગુલામ કરી આણેલો તેને અલપ્તગીને ખરીદ કર્યો. પછી તેની હુશિઆરી જોઇ વધાર્યો ને પોતાની દીકરી પરણાવી પોતાની પાછળ તેને ગાદીનો વારસ ઠરાવ્યો. તે તેના સસરાથી સરસ નીકળ્યો. તેણે બલુચિસ્તાન, તુર્કસ્તાન, વગેરે મુલકો જીતી

રાજ્યનો વધારો કર્યો. એ વેળા પંજાબમાં જયપાળ નામે અશ્વનંદી વંશનો રજપૂત રાજા રાજ કરતો હતો, તેનું પાટ નગર લાહોર હતું. ગીજની સુલતાનની ફોજ લૂટફાટ કરતી પેશાવર સુધી આવી; ૯૭૭. તેને અટકાવવાને જયપાળ સામો ગયો પણ જય પામ્યો નહીં. બેઉએ ફરી મળવાની તૈયારી કરી. પંજાબપતિએ દિલ્લી, અજમેર, કલીંજર અને કનોજના રાજાઓને પોતાની મદદે બોલાવ્યા. મોટી લડાઈ થઈ તેમાં રજપૂત સેના હારી ને સુલતાન લૂટથી રાજી થઈ પાછો ગયો.

## સુલતાન મહમૂદ. ૯૯૭—૧૦૩૦—૩૩.

સબક્તગીન પછી તેનો દીકરો મહમૂદ ૧૬ વરસની ઉમરે ગાદી પર બેઠો. તેણે હિંદુસ્થાન ઉપર ૧૨ સ્વારીઓ કરી. ૧ લી ૧૦૦૧ માં ફરી પેશાવર આગળ જયપાળને હરાવી પકડ્યો ને ખંડણી કબુલ કરાવી છોડી દીધો. જયપાળ ઘરડો થવાથી એ અપમાન ન સહેવાયું તેથી ટીલાત અનંગપાળને ગાદીએ બેસાડી પોતે બળી મુઓ. ૨ જી ૧૦૦૪ માં બાટીઆના રાજા વિજયરાયે ખંડણી અટકાવી માટે મહમૂદે તેને હરાવી તેનો મુલક જીતી લીધો. ૩ જી ૧૦૦૫ માં મુલ્તાનના સૂબા અબ્દુલફતેહ લોદીએ ખંડણી અટકાવી તેથી તેના ઉપર ચઢાઇ કરી તેને હરાવી બમણી ખંડણી કબુલ કરાવી. ૪ થી ૧૦૦૮ માં અનંગપાળે ઝઘડો ઉઠાવ્યો તેથી તેને હરાવી નગરકોટનું દેરૂં લૂટ્યું. તેમાંથી ૨૦ મણ ઝવેર, ૨૦૦ મણ સોનું, ૨૦૦૦ મણ રૂપું, તથા બે સુમાર દ્રવ્ય

લઈ ગયો. પાંચમી ૧૦૧૦ માં મુલતાનના સૂબાને કેદ કરી ગીજની લઇ ગયો. છઠી ૧૦૧૧ માં સ્થાનેશ્વર ઉપર કરી ત્યાંનાં દેરાં તોડી નાંખ્યાં. સાતમી તથા આઠમી ૧૦૧૪માં કાસ્મીર પ્રાંત તાબે કર્યો. નવમી ૧૦૧૭ માં મથુરાં ઉપર કરી તે શેહેર લૂટી ત્યાંના દેરાં તોડયાં ને ઘણો જુલમ ક-ર્યો. દશમી ૧૦૨૨ માં કનોજ ઉપર કરી તે ખાલસા કર્યું. અગ્યારમી ૧૦૨૩ માં પંજાબના રાજા બીજા જયપાળ ઉપર કરી ત્યાં કાયમ અમલ બેસાડયો. બારમી ૧૦૨૪માં સોરઠી સોમનાથ ઉપર કરી. હિંદુઓએ ત્રણ દિવસ સુધી મુસલમાનના હુમલા પાછા હઠાવ્યા પણ ચોથે દિવસે મુસ-લમાનોની જીત થઇ ને વલ્લભ તથા ભીમદેવ નાશી ગયા. પછી મહમૂદે દેરામાં પેશી શીવલિંગની મૂર્ત્તિ ભાગવા માં-ડી ત્યારે સેવકોએ ઘણી નમ્રતાથી કહ્યું કે તમે માગો તે-ટલો પૈસો આપીએ પણ મૂર્ત્તિ ન ભાગો. છેવટે મહમૂદે તેઓનું કહ્યું માન્યું નહીં, ને મૂર્ત્તિના ત્રણ કટકા કર્યા. તેમાંનો એકેક મક્કે, મદિને ને ગીજનીની મસીદનાં પગથીઆંમાં ચોડાવ્યો. તે મૂર્ત્તિની નીચે ભંડારમાં ૮ કરોડ રૂપીઆનું ધન હતું તે મહમૂદ લઈ અણહિલવાડ આવ્યો. ત્યાં થો-ડો વખત રહી દુર્લભસેનને ગાદી સોંપી રાજ્યનો બંદોબ-સ્ત કરી રણવાટે સિંધ જતાં પાણીની તંગાસને લીધે તેનાં હજારો માણસો મરી ગયાં. ત્યાર પછી મહમૂદે ઈરાન ને તાતાર જીત્યું. ને તે ૧૦૩૦ મરણ પામ્યો. તેણે ગીજની-માં એક પાઠશાળા સ્થાપી તથા સ્વર્ગની કુમારીકા નામની મસીદ કરાવી છે. અને ફર્દુસી ને ઉનસારી કવિની પાસે ઈ-

રાની ઈતિહાસરૂપ કવિતા રચાવી તે ઉપરથી જણાય છે કે તેને વિદ્યા ઉપર પ્રીતિ હતી. તે પરદેશી વિદ્વાનોને આશરો આપતો. ફરદુશીએ "શાહનામું" નામે પાદશાહના ચરિત્રનું પુસ્તક બનાવ્યું છે.

### ગુણ દોષ.

તે વિદ્વાન, નિર્દય, ને લોભી હતો.

તેના પછી મસાઉદ, મોદુદ, અબદુલહુસેન, અબ્દુલરસીદ, સુલતાનફરૂકજાદ, ઈબ્રાહિમ, ગસાઉદ બીજો ને અરસુલાન વગેરે પાદશાહો થયા પણ તેમના વિષે કાંઇ જાણવા જોગ બીના બની નથી.

### બેહેરામ. ૧૧૧૮–૧૧૫૨–૩૪

અરસલાન પછી તેનો દીકરો બેહેરામ ગાદીએ બેઠો, તેણે પોતાના જમાઇ કુતબુદ્દીનને દગાથી મારી નાંખ્યો. એ મરનાર ગોર પ્રાંતનો સૂબો હતો. એ સૂબાના ભાઇ સૈફુદ્દીને બેહેરામ ઉપર ચડાઈ કરી પણ તેમાં તે મરાણો તેથી તેના ભાઈ અલાઉદ્દીને ચડાઈ કરી ગીજની લીધું, બેહેરામ હિંદુસ્થાન તરફ નાશી ગયો ને રસ્તામાં તે મરણ પામ્યો. એ પ્રતાપી ને વિદ્વાન હતો. તેણે વિદ્વાનોને સારો આશરો આપ્યો.

### ખુશરૂ. ૧૧૫૨–૧૧૫૯–૭

બેહેરામ પછી તેનો દીકરો ખુશરૂ ગાદીએ બેઠો. તેણે ગીજનીમાંથી નીકળી લાહોરમાં રાજ્ય કર્યું.

### ખુશરૂ મલેક. ૧૧૫૯—૧૧૮૬—૨૭

ખુશરૂ પછી તેનો દીકરો ખુશરૂ મલેક ગાદીએ બેઠે ।

તે ગીજની વંશનો છેલો રાજા હતો. તેનો અમલ ગોરી-વંશવાળાએ ૧૧૮૬માં તોડી પાડ્યો ત્યારથી તે વંશની સમાપ્તી થઇ.

## ગોરી વંશ.

૧૧૫૨ થી ૧૨૦૬ સુધી ૫૪ વર્ષ ચાલ્યો.

### અલાઉદ્દીન. ૧૧૫૨—૧૧૫૬—૪

તેના ઘરડાઓ ગોર પ્રાંતમાં રહેતા હતા, તેથી તે વંશનું નામ ગોરી પડ્યું. તેમાં હુસેન નામે પ્રખ્યાત પુરૂષ થઇ ગયો, તેની પછી આ બાદશાહ થયો. તેણે પોતાના ભાઈઓનું વેર લેવા ગીજની ઉપર ચડાઈ કરી. બેહેરામને નસાડી ગીજની શેહેર બાળી નાંખ્યું. તે ઉપરથી "અલાદ્દીન જહાંસોજ" કહેવાયછે. સેલ્જુકી લોકે તેને હરાવ્યો.

### સૈફુદ્દીન આરામ. ૧૧૫૬-૧૧૫૭-૧.

અલાઉદ્દીન પછી તેનો દીકરો સૈફુદ્દીન આરામ ગાદીએ બેઠો. તેણે માત્ર એક વર્ષ રાજ્ય કર્યું, એટલામાં તેને કોઇએ મારી નાંખ્યો.

### ગ્યાસુદ્દીન. ૧૧૫૭-૧૨૦૨-૪૫.

સૈફુદ્દીન આરામ પછી અલાઉદ્દીનનો ભત્રિજો ગ્યાસુદ્દીન ગાદીએ બેઠો. એને શહાબુદ્દીન નામે ભાઇ હતો, તેના ઉપર એની બહુ પ્રીતિ હતી. તેથી તેને પોતાના જેટલોજ અધિકાર આપ્યો હતો. એ બે ભાઇઓ જીવતાં સુધી માંહોમાંહે લડ્યા નહોતા, ગ્યાસુદ્દીન મુલકનો બંદોબસ્ત રાખતો ને શાહબુદ્દીન લડાઇનું કામ ચલાવતો.

## શાહબુદ્દીન. ૧૨૦૨-૧૨૦૬-૪

ગ્યાસુદ્દીન પછી તેનો ભાઈ શાહબુદ્દીન ગાદીએ બેઠો. તેણે હિંદુસ્તાન ઉપર મોટી નવ સ્વારીઓ કરીછે. ૧ લી ૧૧૭૬માં પંજાબ ઉપર કરી. બીજી ૧૧૭૮ માં ગુજરાતના રાજા ભોળા ભીમદેવ ઉપર કરી તેમાં તે હાર્યો. ત્યાર પછી ત્રીજી ચોથી ને પાંચમી ચડાઇ પંજાબ ઉપર કરી ધીજની વંશનો નાશ કર્યો. ૧૧૯૧ માં છઠી સ્વારી કરી તે વખતે હિંદુસ્તાનમાં ચાર મોટાં રજપૂત રાજ્યો હતાં. ૧ લું દિલ્હીમાં તોમાર વંશનું. ૨ જું અજમેરમાં ચોહાણ વંશનું. ૩ જું કનોજમાં રાઠોડ વંશનું. ૪ થું ગુજરાતમાં સોલંકી વંશનું રાજ હતું. તેમાં ચોહાણ વંશનો પૃથુરાજ મોટો કહેવાતો હતો કારણ કે દિલ્હીના રાજા અનંગપાળને દીકરો નહીં હોવાથી તેને દત્તક લીધો હતો તેથી અજમેર તથા દિલ્હી એ બંનેની ગાદી તેના હાથમાં હતી. પૃથુરાજ ઉપર શાહબુદ્દીને ચડાઇ કરી તેમાં શાહબુદ્દીન સ્થાનેશ્વર આગળ હાર્યો ને જખમી થયો. પછી ૧૧૯૩ માં પૃથુરાજ ઉપર સાતમી સ્વારી કરી. તે વખતે રજપૂતોમાં કુસંપ હોવાથી શાહબુદ્દીનની પાણીપતના મેદાનમાં જીત થઈ ને પૃથુરાજનો જીવ ગયો. આઠમી સ્વારીમાં ૧૧૯૪ માં કનોજ તથા કાશી જીતી લીધાં, ને રાઠોડ વંશના રજપૂત રાજાનો જીવ લીધો. ૧૧૯૫ માં શાહબુદ્દીનના સેનાપતિ કુતબુદ્દીને ગુજરાત ઉપર નવમી સ્વારી કરી ભોળાભીમને હરાવ્યો. એ રીતે રજપૂતનાં ચારે મોટાં કુળનાં રાજ્ય શાહબુદ્દીને જીતી લીધાં. ૧૨૦૨ માં ગ્યાસુદ્દીન

મરણ પામ્યો.

ત્યારપછી શાહબુદ્દીન એકલાએ રાજ કર્યું ને ખારીજમના રાજા ઉપર ચડાઇ કરી તેમાં તે હાર્યો ને ત્રણ વરસ પછી બીજા મુલક જીતવા સારૂ શાહબુદ્દીન નીકળ્યો ને માર્ગમાં સિંધુ નદીને કાંઠે મુકામ કર્યો. ત્યાં ગક્કર જાતના પહાડી લોકોએ તેના અગાઉના વેરને લીધે તેને સિંધુ નદીને કાંઠે ઉંઘતો ગારી નાંખ્યો. તેના માણસોએ તેનું મુડદું ગીજનીમાં લઇ જઈ દાટયું. આ બાદશાહને વિદ્યા ઉપર પ્રીતિ નહોતી તેથી તેની નામના મહમૂદ કરતાં ઓછી થઈ હતી. તેને દીકરાનું સુખ નહોતું તેથી તુર્કી ગુલામોને રાખી લડાઈ કળા શીખવતો. આ બાદશાહે પહેલ વેહેલી દિલ્લીમાં મુસલમાની રાજ્યની ગાદી સ્થાપી ને સિંધથી તે માળવા સિવાય બંગાળા સુધી મુલક તાબે કર્યો હતો.

### મહમૂદ. ૧૨૦૬–૧૨૧૨–૬

શાહબુદ્દીન પછી તેનો ભત્રિજો મહમૂદ ગાદીએ બેઠો તે ઉમરે નાનો હતો તેથી તેને એનાં માણસો ગાંઠતાં નહીં. તેણે તેમને તેમની મરજી મુજબ ચાલવા દીધાં.

## ગુલામવંશ.

### ૧૨૦૬ થી ૧૨૮૮ સુધી ૮૨ વર્ષ ચાલ્યો.

### કુતબુદ્દીન. ૧૨૦૬–૧૨૧૦–૪

એ નીશાપુરના એક સોદાગરનો ગુલામ હતો. તેણે તેને આરબી ફારસી વગેરે ભાષાઓ શીખવ્યા પછી શાહબુદ્દીનને નજરાણાં દાખલ આપ્યો. પછી તેની હુંશિઆરી જોઈને બાદશાહે તેને ઉંચે દરજ્જે ચડાવી પોતાનો

વજીર બનાવ્યો. બાદશાહના મરણ પછી તે હિંદુસ્તાનનો સ્વતંત્ર બાદશાહ થયો. તેણે વીશ વર્ષ અમલદારી કરી ને ચાર વર્ષ રાજ કર્યું. તેણે કુતબમિનારો ચણાવ્યો પણ તે પૂરો થતાં પેહેલ્લાં મરણ પામ્યો. તે દયાળુ, વિદ્વાન, ને બળવાન હતો.

## આરામ. ૧૨૧૦–૧૨૧૧–૧

કુતબુદ્દીન પછી તેનો દીકરો આરામ ગાદીએ બેઠો. તે નબળો ને દુર્ગુણી હતો તેથી તેના બનેવી અલ્તમશે રાજ લઇ લીધું.

## અલ્તમશ. ૧૨૧૧–૧૨૩૬–૨૫

તેને કુતબુદ્દીને વેચાતો રાખ્યો હતો. તે પોતાની હુશીઆરીથી મોટે દરજ્જે ચઢી છેવટ કુતબુદ્દીનનો જમાઈ થઈ ગાદીનો ધણી થયો. તેણે ૧૨૨૫ માં સિંધ, બંગાળા બહાર, ને મુલતાન જીતી તાબે કર્યા, તથા મુસલમાનોએ હજી સુધી નહી જીતેલો માળવા પ્રાંત ૧૧૩૧ માં જીતી લીધો, ને ઉજ્જન તાબે કરી મહાકાળેશ્વરનું દેરૂં તોડી નાંખ્યું. કુતબમિનારો અધુરો હતો તે પુરો કરાવ્યો. એ મિનારો ૧૨૧ ગજ ઉંચો છે. તેના વખતમાં તાતારથી મુગલ સરદાર જંઘિસખાં મોટી ફોજ લઈ સિંધુ નદીના કાંઠા સુધી આવી દશ હજાર હિંદુઓને મારી નાંખી પાછો ગયો.

## રૂકનુદ્દીન. ૧૨૩૬—૧૨૩૬—૭ માસ.

એ અલ્તમશનો દીકરો હતો. તેનામાં રાજ ચલાવવાની સત્તા નહોતી તેથી બંડ ઉઠચાં માટે તેની બેન રજીઆબેગમે રાજ લઇ લીધું.

### રજીઆબેગમ. ૧૨૩૬–૧૨૩૯–૩.

એ બેગમ રાજ ચલાવવામાં હુશિઆર તથા ડાહી હતી. તે કુરાન ભણેલી ને હિંમતવાન હતી. તે પોતે ઇનસાફ કરતી હતી પણ તેને જલાલ નામના હબશી ઘોડેસ્વારની સાથે દોસ્તી થઇ. એ વાત તેના અમલદારોને ગમી નહીં તેથી તેને કેદમાં નાખી. તેની ચોકી કરવાને અલતુનીઆ નામના માણસને ઠરાવ્યો હતો. તેની સાથે લગ્ન કરી નાશી ગઈ. અંતે તે બંને પકડાયાં ને માર્યા ગયાં. તે હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્યમાં સ્ત્રીરાજ્યકર્ત્તા તરીકે તે એકજ થઈ ગઈ છે.

### મવઝુદ્દીન. ૧૨૩૯–૧૨૪૧–૨

રજીઆબેગમ પછી તેનો ભાઇ મવઝુદીન ગાદીએ બેઠો. એના વખતમાં મુગલ લોકોએ હિંદુસ્તાન ઉપર બે વાર હુમલા કર્યા.

### અલાઉદ્દીન. ૧૨૪૧–૧૨૪૬–૫

એના વખતમાં મુગલ લોકોએ હિંદુસ્તાન ઉપર સાતવાર હુમલા કર્યા એ ક્રૂર ને વિષયી હતો.

### નાસરૂદ્દીન. ૧૨૪૬–૧૨૬૫–૧૯

એ અલ્તમશનો પૌત્ર થાય. તે ફકીરી ચાલનો હતો, તેને વિદ્યા ઉપર બહુ પ્રીતિ હતી. પુસ્તકો ઉતારી તેની લખામણીમાંથી પોતાનું ગુજરાન ચલાવતો. તે ફકત એક બેગમ પરણ્યો હતો. તેની પાસે રંધાવીને જમતો. તે કોઈને દુઃખ દેતો નહીં. એક સાદડી ઉપર સૂઇ રહેતો. રાજકાજમાં મન ઘાલતો નહીં. તે સાદો ને ભલો હતો;

તેના રાજ્યની લગામ તેના વજીર ગ્યાસુદ્દીન બુલબનના હાથમાં હતી. તેના વખતમાં મુગલ બાદશાહ હોલાકુખાંનો એલચી હિંદુસ્તાનમાં આવ્યો હતો તેને ગ્યાસુદ્દીને સારૂં માન આપ્યું.

### ગ્યાસુદ્દીન બુલબન. ૧૨૬૫–૧૨૮૭–૨૨

એ શૂરોને પરાક્રમી હતો. મુગલોએ કાઢી મુકેલા પરદેશી રાજાઓ, કવિ તથા પંડિતો પોતાના રાજાના દુઃખને લીધે તેના આશરા નીચે આવીને રહ્યા હતા. તેમાં અમીર ખુશરૂ નામનો ઈરાનુનો કવિ હતો. તે મોટે હોદ્દે ચડ્યા પછી પોતાની ગરીબી હાલત ભૂલી ગયો હતો તેથી અસીલ તથા ગરીબને ગણકારતો નહીં. મેવાતના લોકો તેના સામા થયા તેથી ત્યાંના એક લાખ માણસને મારી નાંખ્યાં ૧૨૯૭ માં બંગાલાના સૂબા તોગ્રલે બંડ કર્યું હતું તેથી તેને મારી નાંખી પોતાના દીકરા બકારાખાંને ત્યાંનો સૂબો નીમ્યો. તેને બે દીકરા હતા, તેમાંનો એક લડાઈમાં મરાણો ને બીજો બકારાખાં હતો તેની સાથે તેને બનતું નહોતું તેથી બકારાખાંના દીકરા કૈકુબાદને ગાદી આપી. તેણે કુળવાન મોગલોને નોકરી આપવાનો ને હિંદુને નહીં આપવાનો ધારો કર્યો. તે ક્રૂર ને હલકા મનનો હતો.

### કૈકુબાદ. ૧૨૮૭–૧૨૯૦–૩

એ મૂર્ખ તથા વિષયી હતો–તેને નિજામુદ્દીન નામે નઠારો વજીર મળ્યો હતો. જે લોકો બાદશાહને શીખામણ દેવા આવતા તેમને તથા જેટલા મુગલ દિલ્લી આવ્યા હતા તેમને નિજામુદ્દીને મારી નાંખ્યા. બાદશાહને મારી નાંખ-

વાને તેણે ઘણા ઉપાયો કર્યા તેથી બકારાંખાં બાદશાહને શીખામણ દેવા સારૂ બંગાળેથી આવ્યો પણ વજીરની શીખવણીથી બાદશાહે પ્રથમ તેની સામે લડાઇ કરી તેનું અપમાન કર્યું આથી બકારાખાંને ઘણું માઠું લાગ્યું તેથી તેની આંખમાંથી આંસુ આવ્યાં. તે જોઈ બાદશાહ દયા લાવીને બાપને ભેટી પડયો ને તેનું માન વધાર્યું. પછી વીશ દિવસ સુધી બાપ દીકરા વચ્ચે ઠીક ચાલ્યું. એવામાં ભુંડા વજીરનું જોર વધેલું જોઇ કૈકુબાદે તેને વીખ દઈ મારી નાંખ્યો. ત્યાર પછી જોરાવર ખિલજી લોકોએ કૈકુબાદને મારી સરદાર જલાલુદ્દીનને પાદશાહ ઠરાવ્યો. કૈકુબાદને પક્ષાઘાતનો રોગ થયો હતો.

## ખીલજી વંશ

૧૨૮૮ થી ૧૩૨૧ સુધી ૩૩ વર્ષ ચાલ્યો.

### જલાલુદ્દીન. ૧૨૯૦-૧૨૯૫-૫.

તે ગાદીએ બેઠો ત્યારે ૭૦ વરસનો ઘરડો ડોસો હતો. તે દયાળુ અને કોમળ મનનો હતો તો પણ તેણે કૈકુબાદના બાળકોનો જીવ લેવડાવ્યો હતો. ગ્યાસુદ્દીન બુલબનનો ભત્રિજો મલેકજ્યાપુ બળવો ઉઠાવી દિલ્લી સુધી આવ્યો તેને બાદશાહના કુંવરે પકડી લીધો પણ બાદશાહે તેને મારી નાંખવાની રજા આપી નહીં. તેથી કરીને દેશમાં ચોર અને લુટારાનું જોર વધ્યું. સિદીમૌલા કરીને દિલ્લીમાં એક ફકીર હતો તે બહુ ધર્મ દાન કરતો; તેની પાસે પારસમણી છે એવો વહેમ આણી તેને મારી નાંખ્યો. તેના શ્રાપથી તેનો મોટો દીકરો મરણ પામ્યો. વરસાદ ન વરસ્યો ને

દુકાળ પડયો વગેરે પાદશાહને નુકશાન થયું. એ વાત વહેમી લોકોએ ખરી માની. ૧૨૯૨માં મોગલોની ફોજ પંજાબમાં આવી હતી તેને તેના ભત્રિજા અલાઉદ્દીને હરાવી કાઢી મુકી. જેમ ઠંડા સ્વભાવના ગ્યાસુદીન ગોરીને શાહબુદીન નામે શૂરો સરદાર મળ્યો હતો તેમજ જલાલુદીનને અલાઉદીન નામે શૂરો સરદાર મળ્યો હતો. તે કરા ગામનો સૂબો હતો. બુદેલખંડ અને માળવામાં ગડબડ મટાડી દેવગિરીના રાજા રામદેવને ૧૨૯૪ માં હરાવી ઘણું ધન લાવ્યો. બાદશાહની તેના ઉપર ઘણી પ્રીતિ હતી. તે જ્યારે અલાઉદીન દેવગિરીથી આવ્યો ત્યારે તેનાં સામો મળવા ગયો. અલાઉદીને ભેટતાં બાદશાહને દગાથી મારી નાંખ્યો. એ બાદશાહ દયાળુ તથા લોકોને ઘણોજ વહાલો હતો. તેને વિદ્યા ઉપર પ્રીતી હતી. તે વિદ્વાનને આશરો આપતો.

### અલાઉદ્દીન ખૂની. ૧૨૯૫—૧૩૧૬—૨૧

તેણે ગાદીએ બેસતી વખતે દેવગિરિથી લાવેલું ધન પોતાની ફોજને વહેંચી આપ્યું. તેનું રાજ્ય લઇ લેવાને માટે તેના ભત્રિજા સુલેમાને તેને તીર માર્યું પણ તે મુઓ નહીં. તેણે સુલેમાન તથા બીજા બે ભત્રિજાને મારી નાંખ્યા. ૧૨૯૭ માં ખંભાત લૂટ્યું તેમાં એક મલેક કાફુર નામે ગુલામ પકડાયો ને ત્યાંથી સોમનાથ ઉપર અલીફખાં તથા નસરતખાં ગયા ને મહમૂદ ગીજનીના ગયા પછી જેની મૂર્તિ બેસાડી હતી તે તોડી પાડી. તેના વખતમાં મોગલ લોકે સાતવાર હુમલા કર્યા. પેહેલા બે ૧૨૯૭—૯૮માં પંજાબ ઉપર કર્યા તેમાં તેઓ હાર્યા. ત્રીજો ૧૨૯૮ માં પુન

લુધખાં ઠેઠ દીલ્લી સુધી આવ્યો તેને જાફરખાંએ હરાવી નસાડી મૂક્યો. પછી જાફરખાં ઉપર અપ્રીતિ થઇ તેથી તેને થોડી ફોજ આપી મોગલોની પાછળ મોકલ્યો તેમાં તે ગ-રાણો. ચોથો ૧૩૦૩ માં દીલ્લી ઉપર આવ્યા ને લડ્યા વગર ચાલ્યા ગયા. છેલા ત્રણ હુમલા ૧૩૦૪—૫ માં રો-હીલખંડ ઉપર કર્યા તેમાં જે પકડાયા તે ગાર્યા ગયા.

ગુજરાતનું રાજ્ય જીતવાને પોતાના ભાઇ અલીફખાં તથા વજીર નસરતખાંને ૧૩૦૪ માં મોટી ફોજ આપી મોકલ્યા. તેમણે અણુહીલવાડ લીધું ને ત્યાંનો રાજા કરણ ઘેલો બાગલાણમાં પોતાની કુંવરી દિવાળીદેવીને લઇ જતો રહ્યો. મુસલમાનો તેનું બધું ધનમાલ તથા બાઇડી છોકરાંને લઈ ગયા. તેની રાણી કમળાદેવીને અલાઉદ્દીન પરણ્યો.

**દક્ષિણપર સ્વારી**—અત્યાર સુધી કોઇપણ મુસ-લમાન બાદશાહ દક્ષિણ જીત્યો નહોતો. કાફુરે દક્ષિણ દેશ જીત્યો. ૧૩૦૬ માં ચિતોડના રજપૂતોને હરાવી એક ફોજ બંગાળે ગઈ ને ત્યાંથી વરંગૂળ જીતવા દક્ષિણમાં ગઇ. બી-જી ફોજ લઈ દેવગીરીનો રાજા રામદેવ ચડેલી ખંડણી આ-પતો નહોતો તે લેવા કાફુર ગયો પણ રામદેવ તેની સાથે નહીં લડતાં દીલ્લી ગયો. ત્યાં બાદશાહે તેને સારો આવકાર આપ્યો. માળવા, ખાનદેશ ને મહારાષ્ટ્ર જીતી રામદેવનો મુ-લક ઉજડ કરી કાફુર દીલ્લી આવ્યો. ત્યાં તેણે તેલંગણ ગ-એલી ફોજ હાર્યાના સમાચાર સાંભળ્યા તેથી પાછો આવી તેલંગણ લૂટી,વરંગૂળ સર કર્યું. ઇ.સ. ૧૩૦૬માં અલીફખાં-ની સરદારી નીચે દક્ષિણમાં ફોજ જતી હતી તે વખતે

કમળાદેવીએ પોતાની દીકરી દિવાળીદેવીને તેડી મંગાવવાનું કહ્યું. તેનું લગ્ન રામદેવના કુંવર સંકળદેવ વેરે કર્યું હતું, તેને પરણાવવા કરણ લઈ જતો હતો તેની પાસેથી પકડીને દીલ્લી લાવી બાદશાહના વડા કુંવર ખીજરખાં વેરે પરણાવી. ૧૩૧૦ માં દક્ષિણમાં કાપુરે ચડાઇ કરી ત્યાંના રાજાને કેદ કરી બલ્લાલ વંશની સમાપ્તી કરી રામેશ્વર જીતી લીધું. પાછા આવતાં સંકળદેવને મારી મહારાષ્ટ્ર ને કર્ણાટક જીતી લીધાં. એવી રીતે લગભગ આખું હિંદુસ્તાન તેણે તાબે કર્યું.

પાછલા વખતમાં કાપુરનું જોર વધવાથી રાજ્યની ખરાબી થઇ. કરણ પછી ગુજરાતનો સુબો અલીફખાં હતો તેને લોકોએ મારી નાંખ્યો. રામદેવના જમાઇ હરપાળે દક્ષિણમાંથી મુસલમાનોને હરાવી કાઢી મૂકયા.

તેને કોઈનો વિશ્વાસ નહોતો તેથી ઘડપણમાં તેને ઘણું દુઃખ ખમવું પડયું. કાપુર ઉપર તેનો ભરોસો હતો, તેણે તેને મારી નાંખ્યો એમ કહેવાય છે.

**ગુણદોષ**–તે અકકલવંત, બહાદુર, ધર્માંધ, અભિમાની, ને જુલમી હતો. તેના કાયદા સારા હતા. તેનો સ્વભાવ જંગલી ને ઘાતકી હતો, તેથી તે "અલાઉદીઓ ખૂની" એ નામથી ઓળખાય છે. તેને ચાર છોકરા હતા.

**મલેક કાપુર. ૧૩૧૬–૧૩૧૬–૧ માસ ૫ દીવસ.**

તેણે અલાઉદ્દીનના ચોથા દીકરા ઉમરના નામની દુવાઇ ફેરવી કારભાર કરવા માંડી અલાઉદ્દીનના બે મોટા દીકરાની આંખો ફોડી નાંખી. ત્રીજો દીકરો મુબારક નાશી

ગયો, તેને મારવાને મારા મોકલ્યા; પણ તે મારાએ મુબારકના સમજાવ્યાથી ઉલટો મલેક કાફુરને મારી નાંખ્યો.

**મુબારક. ૧૩૧૬–૧૩૨૦–૪**

તે અલ્લાઉદ્દીનનો શાહજાદો હતો, તેણે ગાદીએ બેસતાંજ ઉમરને આંધળો કરી પોતાના બીજા બે ભાઈઓને મારી નાંખ્યા. રાજ ગાદી મળ્યાની ખુશાલીમાં ઘણાક કેદીઓને છોડી મૂક્યા ને કર માફ કર્યા. એના બાપે જેતી જમીન લઇ લીધી હતી તેને પાછી આપી. તેણે ગુજરાત જીતી લીધું, ને દક્ષિણના રાજા હરપાળને પકડી જીવતાં તેની ચામડી ઉતરડી લીધી. તે દારૂડીઓ ને રંડીબાજ હતો. પાતરનો વેષ લઈ મીજલસમાં ઉમરાવોને ત્યાં નાચવા જતો, એક ઢેઢ ઉપર તેને બહુ પ્રીતિ હતી, તેથી તેને પોતાનો વજીર બનાવ્યો. એ ઢેઢ જ્યારે મુસલમાન થયો ત્યારે તેનું નામ ખુશરૂખાં પાડ્યું. તે પોતાની મરજી મુજબ બધો કારભાર કરતો હતો. તેણે પોતાની નાતનાને મોટી મોટી નોકરીઓ આપી. મલબાર સુધી મુલક લૂટ્યો. પછી પોતે મુબારક તથા તેના વંશના તમામને મારી ગાદીએ બેઠો.

**ખુશરૂખાં. ૧૩૨૦–૧૩૨૦–૫ માસ.**

તે અલ્લાઉદ્દીનના વડા દીકરાની વહુ દિવાળીદેવી વેરે પરણ્યો. એ બાપડીને ખીજરખાં, મુબારક, તથા ખુશરૂ એ ત્રણ સાથે પરણવું પડ્યું હતું. તેણે જનાનાની બીજી રાણીઓ તથા કુંવરીઓને પોતાના નાતીલા વેરે પરણાવી, તેથી મુસલમાનો બહુ કોપ્યા. નાશીગએલા અમીરોને પાછા બોલાવવાનો ઉપાય કર્યો પણ પંજાબના સૂબા ઘાજીખાંએ

તેનું કહ્યું માન્યું નહીં. ને દિલ્હી જઇ ખુશરૂખાં સાથે લડાઈ કરી હરાવી તેને મારી નાંખ્યો.

## તઘલખ વંશ.

### ૧૩૨૦ થી ૧૪૧૨ સુધી ૯૨ વર્ષ ચાલ્યો.

### ઘાજીખાં ઉર્ફે ગ્યાસુદીન. ૧૩૨૦—૧૩૨૫—૫

તે પાકી ઉમરનો ને ઠરેલ મનનો હતો. તેણે બધા ઉમરાવોને એકઠા કરીને કહ્યું કે મેં રાજ લેવાના લોભથી લડાઈ કરી નથી. ફકત રૈયતનું દુઃખ મટાડવા માટેજ કરીછે. માટે તમારી મરજીમાં આવે તે યોગ્ય પુરૂષને ગાદીએ બેસાડો, પણ સઘળા સરદારોએ તેનું નામ ગ્યાસુદીન પાડી તેને ગાદીએ બેસાડ્યો. તેણે શાહજાદા જુમાખાંને વરંગૂળ ઉપર ચડાઇ કરવા મોકલ્યો, તેમાં જુમાખાં હાર્યો. પછી બીજી વાર મોકલ્યો, તેમાં વરંગૂળના રાજાને ૧૩૨૩ માં જીતી પકડી લાવ્યો. ૧૩૨૪માં બાદશાહ પોતે બંગાળાનો બંદોબસ્ત કરવા ગયો, હજુ સુધી ત્યાંનો સૂબો બકરાખાં હતો તેને કાયમ રાખ્યો. બંગાળેથી પાછા આવતાં દિલ્હીના થડમાં બાદશાહને ઉતરવાને માટે તેના શાહજાદા જુમાખાંએ લાકડાનો માંડવો કર્યો હતો, તેમાં બાદશાહ તથા તેનો બીજો દીકરો ઉતર્યા પણ એકાએક માંડવો પડ્યો, તેમાં બંને દબાઈ મુઆ. તેમાં જુમાખાંનું કાવતરૂં હોય એમ ધરાયછે. ગ્યાસુદીન ડાહ્યો ને નીતિથી ચાલનારો હતો, એણે રાજમાં ગડબડ મટાડી સારો બંદોબસ્ત કર્યો. એના વખતમાં મુગલ લોકો હુમલો કરવા પામ્યા નહીં. એણે ખેડુતોના હકમાં લાભકારી ઠરાવ કર્યા, ને દિલ્હીમાં

તગ્લખાબાદ નામે કિલ્લો બંધાવ્યો.

**જુમાખાં ઉર્ફે મહમદ તઘલખ. ૧૩૨૫-૧૩૫૧-૨૬**

ગ્યાસુદ્દીન પછી તેનો દીકરો જુમાખાં મહમદ નામ ધારણ કરી ગાદીએ બેઠો. તે ઘણું ભણેલો હતો પણ તેનો ઉપયોગ કરતાં આવડતો નહોતો તેથી તેણે અવિચારથી નઠારાં કામ કર્યા.

(૧) ઇરાન જીતવાને ફોજ મોકલી પણ કાંઇ વળ્યું જ નહીં. ને ચીન જીતવાને મોટી ફોજ મોકલી તે ટાઢને લીધે ત્યાંને ત્યાં મરી ગઇ.

(૨) લડાઇનું ખરચ ઘણું થયું તેથી રૂપા નાણાંને બદલે તાંબા નાણું ચલાવ્યું તેથી વેપાર રોજગાર બંધ પડ્યો.

(૩) મહારાષ્ટ્ર ખાલસા કરી દેવગિરીમાં પોતાની ગાદી ઠરાવી તેનું નામ દોલતાબાદ પાડ્યું. પછી દિલ્હીના તમામ લોકોને હુકમ કર્યો કે તમે ત્યાં જઇને વસો. એમ બેવાર આઠસેં મૈલ દૂર જાત આવતાં દુકાળ પડવાથી લાખો માણસ મરી ગયાં.

(૪) એકવાર તેનો દાંત પડી ગયો તે ઉપર ઠાઠમાઠથી કબર ચણાવી લાખો રૂપિઆ ખરચ્યા. આ શિવાય બીજાં અવિચારના જુલમ ભરેલાં કામ ઘણાં કર્યાં.

(૫) વસુલાતની રીત દાખલ કરી જમીન વેરો વધાર્યો તેથી ઘણા ખેડુત નાઠા ને કેટલાક ફરીઆદ કરવા આવ્યા તેમને પોતાના ઘોડા તળે કચરાવી મારી નંખાવ્યા.

(૬) શિકાર કરવાની હદમાં કોઇ માણુસ પેસે તેને જીવથી મારી નાંખતો.

(૭) અજાયબ જેવી મનુષ્ય શિકાર કરવાની રીત ચલાવી હતી. એક મોટો પ્રદેશ ઘેરી લઇ તેમાં આવેલા તમામ માણસોને મારી નંખાવતો. એવી રીતે કનોજના તમામ માણસોને મારી નાંખ્યા. તેના રાજ્યમાં દુકાળ પડ્યો તેથી તેની તથા રૈયતની ને દેશની ખરાબી થઇ.

**તેના રાજ્યમાં, મોટાં બંડ થયાં**—તે ગાદીએ બેઠો ત્યારે તેના તાબામાં ઘણો દેશ હતો પણ તેના ધર્માભિમાનને લીધે તેને મુસલમાન તથા હિંદુ સરદારો સાથે બન્યું નહીં તેથી બળવા ઉઠ્યા—પેહેલો. ૧૩૩૮માં માળવામાં તેના ભત્રિજાએ ઉઠાવ્યો તેથી તેની જીવતાં ચામડી ઉતરડી નંખાવી. બીજો પંજાબના સૂબા મલેક બેહેરામે ૧૩૩૯ માં ઉઠાવ્યો તેને પકડી ગરદન માર્યો. ત્રીજો ૧૩૪૦ માં બંગાળામાં ઉઠ્યો તે સમ્યો નહીં. ચોથો દક્ષિણમાં ઐનુલમુલ્કે ઉઠાવ્યો તે સમાવવા માટે પંડે ગયો તેવામાં અફઘાન લોકોએ પંજાબ લૂટી લીધું. પાંચમો ૧૩૪૪ માં કર્ણાટક તથા તૈલંગણના સરદારે ઉઠાવ્યો. તેમાં કર્ણાટકવાળાએ વરંગુળ પાછું લઈ લીધું. છઠ્ઠો ૧૩૪૭ માં ગુજરાતના સુબાએ ઉઠાવ્યો ને સાતમો દક્ષિણમાં બેદરમાં ઉઠ્યો તે તથા હુસેનગંગુ નામના માણસે બ્રાહ્મણી રાજ્યની સ્થાપના કરી. આ બંડો સમાવવા પોતે ગુજરાતમાં ગયો ને બળવાખોરોને ડીસા તથા ભરૂચ આગળ હરાવ્યા ને ત્યાં બંદોબસ્ત કરી સિંધમાં ઠઠ્ઠે ગયો. કારણ કે ગુજરાતના બળવાખોરો ત્યાં ભરાઇ બેઠા હતા પણ ત્યાં પહોંચતાંજ માંદો પડ્યો ને મરી ગયો.

**ગુણદોષ**—તે ઘણું ભણેલો, બુદ્ધિમાન, શૂરવીર, ને નીયમસર કામ કરનારો હતો પણ ગાંડાઇના કામ કરે તેવો જંગલી ને નિર્દય સ્વભાવનો હતો તેથી લોકો તેને "મહમદ તઘલખ ગાંડો" કહેછે. તેના વખતમાં "ઇબનભટુટા" નામનો મુસાફર આવ્યો હતો તેણે તે વખતનો હિંદુસ્તાનનો ઈતિહાસ લખ્યો છે.

## ફિરોજુદ્દીન. ૧૩૫૧–૧૩૮૮–૩૭

મહમૂદ પછી તેનો ભત્રિજો ફિરોજુદ્દીન ગાદીએ બેઠો. એ લડાઇ ચલાવવામાં ચતુર નહોતો. એ બાદશાહ બંગાળા કે દક્ષિણ એ બેમાંનું એક પાછું લઈ શક્યો નહીં. પણ તેની સ્વતંત્રતા કબૂલ કરી. ગુજરાતના વસુલ બાકી હતી, તેથી તે પ્રાંત સમસુદ્દીનને ઇજારે આપ્યો. તેણે ભારે કર લેવા માંડ્યો, તેથી લોકોએ બળવો ઉઠાવી તેને મારી નાંખ્યો. ઘડપણમાં બાદશાહે બધો રાજ કારભાર વજીરને સોંપ્યો. તે વજીરે બાદશાહને તથા તેના શાહજાદાને માંહોમાંહે વેર કરાવવાના ઉપાય કર્યા; પણ શાહજાદાએ જેવું હતું તેવું કહી દીધું, તેથી વજીરને મારી નાંખ્યો. તે બાદશાહે ફિરોજાબાદ નામે શેહેર વસાવી તેમાં નેહેરો બંધાવી તેમાંની જમનાની નેહેર આજે ઈંગ્રેજ સરકાર વાપરે છે. તેણે ૩૦ પાઠશાળા, ૧૦૦ ધર્મશાળા ૧૦૦ હમામખાનાં એટલે નહાવાની જગાઓ વગેરે મોટી મોટી ઈમારતો લોકોના સુખ સારૂ કરી. ખેતીને સારૂ નદીઓમાંથી પાણી લાવવાને પાળો બંધાવી, તથા તળાવ ખોદાવ્યાં. લોકોને માથેથી ભારે કર ઉતાર્યો, ને સરકારમાં દરેક જણે

કેટલો વેરો ભરવો તેનો આંકડો ઠરાવ્યો, તેથી ઉધરાતદારથી જાસ્તી લેવાતું નહીં. રીબાવીને મારવાની તથા નાક કાપવાની ચાલ બંધ કરી. તે અદલ ઇનસાફી, દયાળુ ને પરોપકારી હતો.

**નાસરૂદ્દીન. ૧૩૮૮—૧૩૮૯—૧**

ફિરોજશુદીન પછી તેનો દીકરો નાસરૂદ્દીન ગાદીએ બેઠો એ ઘણો નબળો તથા બેવકૂફ હતો. તેથી તેના બે પીતરાઇ ભાઇઓએ તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો ને ફિરોજશુદ્દીનના પૌત્ર ગ્યાસુદ્દીનને ગાદીએ બેસાડ્યો.

**ગ્યાસુદ્દીન. ૧૩૮૯—૧૩૮૯—૫ માસ.**

એને પેલા બે પીતરાઈ ભાઇઓ સાથે થોડા દિવસમાં અણબનાવ થયો, તેથી તેમણે તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી મારી નંખાવ્યો.

**અબુબકર. ૧૩૮૯—૧૩૮૯—૧॥ માસ.**

ગ્યાસુદ્દીન પછી ફિરોજનો બીજો પૌત્ર અબુબકર ગાદીએ બેઠો, એટલામાં નાસરૂદ્દીન સંતાઇ બેઠો હતો ત્યાંથી તેણે આવીને અબુબકરને કાઢી મૂકી પોતે ગાદી ઉપર બેઠો.

**નાસરૂદ્દીન બીજી વાર. ૧૩૮૯—૧૩૯૨—૩**

એણે પહેલાંની પેઠેજ આ વખત પણ બેવકુફાઇ દેખાડી તેથી રૈયત એને બદી નહીં, ને તેના મરી ગયા પછી તેનો દિકરો સિકંદર ગાદીએ બેઠો. પણ તે થોડા દિવસમાં મરી ગયો તેથી નાસરૂદ્દીનનો નાનો દીકરો મહમૂદ ગાદીએ બેઠો.

## છેલો મહમૂદ. ૧૩૯૨–૧૪૧૨—૨૦

એ બાળક હતો તેથી એના હાથ તળેના સૂબાએને ગણકારતા નહીં. મુજફરખાંને ગુજરાતનો સૂબો ઠરાવી રાજ્યચિન્હ આપી માન વધાર્યું; પણ એ ઉપકાર ભૂલી જઇ સ્વતંત્ર થયો. એના વખતમાં ૧૩૯૮ માં સમરકંદનો જુલમી બાદશાહ તૈમુર રસ્તામાં લોકોને લૂટતો તથા ગામો બાળતો દિલ્લી ઉપર આવી ૫ દીવસ સુધી કતલ ચલાવી પાયમાલ કરી લાહોર તથા મીરતને રસ્તે કતલ કરતો ચાલતો થયો, ને મહમૂદ ગુજરાત ભણી નાશી ગયો. તૈમુર ગયા પછી બે માસ સુધી કોઈ રાજા નહોતો તેથી અંધેર ચાલતું. પછી મહમૂદ આવ્યો, ત્યારે ખરાબી થએલી તથા ગેરબંદોબસ્ત દીઠો. એવી પડતી હાલતમાં ચૌદ વરસ રાજ કરી ઇ. સ. ૧૪૧૨ માં મરણ પામ્યો. એની પછી દ્રૌલતખાં લોદી નામના સરદારે બે વરસ પાદશાહપદ ધારણ કર્યા વગર કારભાર ચલાવ્યો. ૧૪૧૪.

## સૈયદ વંશ.

### ૧૪૧૪ થી ૧૪૫૦ સુધી ૩૬ વરસ ચાલ્યો.

### ખીજરખાં. ૧૪૧૪—૧૪૨૧—૭

તૈમુરનો મોકલેલો હાકેમ હું છું એવું બહાનું કાઢી પંજાબના સૂબા દૌલતખાં લોદીને જીતી છેલ્લા મહમૂદ તઘલખની ગાદીએ બેઠો, એના પછી એનો શાહજાદો મુબારક ગાદીએ બેઠો.

### મુબારક. ૧૪૨૧—૧૪૩૩—૧૨

પંજાબ ઉપર નાહક મુગલ લોકો આવતા તેઓને

કાઢવાને તથા રોહિલાને તાબે કરવાને ચડાઇ કરી. તેને તેના વજીરે મારી નાંખ્યો, ને તેના ભત્રિજા મહમૂદને પાદશાહ બનાવ્યો.

**મહમૂદ. ૧૪૩૩—૧૪૪૩–૧૦**

એના વિષે જાણવા જોગ બીના નથી.

**અલાઉદ્દીન. ૧૪૪૩—૧૪૫૦—૭**

આગલા મહમૂદ બાદશાહની વખતમાં દિલીની હુકુમત લેતાં પંજાબ પ્રાંત પણ ખોયો. આ બાદશાહની વખતમાં દિલીના રાજ્યની હદ આઘામાં આઘી ૮ ગાઉ સુધી હતી. એવા નાના રાજ્ય ઉપર રહેવું અલાઉદ્દીનને ગમ્યું નહીં, તેથી તેણે પોતાનું રાજ બહિલોલખાં લોદીને સોંપ્યું, ને પોતે પોતાના બુદાયુન નામે ગામમાં રહેવા ગયો.

**લોદી વંશ.**

૧૪૫૦ થી ૧૫૨૬ સુધી ૭૬ વર્ષ ચાલ્યો.

**બહિલોલખાં. ૧૪૫૦—૧૪૮૮—૩૮.**

તેણે દિલીનું રાજ્ય સુધારવા માંડયું, એનો કાકો આગળ મુલતાનનો સૂબો હતો તેથી તેનું ત્યાં રાજ્ય થયું તે દહાડેથી તે પ્રાંત દિલીના તાબામાં આવ્યો. જુવાનપુરના રાજા સાથે ૨૬ વરસ લડાઈ કરી હરાવી તેનું રાજ્ય જીતી લીધું. મરતી વખત તેના તાબામાં જમનાથી હિમાલય ને કાશી વચ્ચેનો તમામ મુલક હતો.

**સિકંદર. ૧૪૮૮–૧૫૧૬–૨૮**

એ બહિલોલખાંનો દીકરો થાય. એણે બહાર પ્રાંત તાબે કરી બંગળા સુધી પોતાનો અમલ બેસાડયો. એ

બાદશાહ ડાહ્યો અને અદલ ઇનસાફી હતો. તે પોતે કવિતા રચતો ને વિદ્વાનોને આશરો આપતો, ને હિંદુઓને ધર્મને બાને ઘણું દુઃખ દેતો કારણકે તેને હિંદુ ઉપર ઘણો અભાવ હતો. તેણે આગ્રામાં ગાદી કરી. ફીરંગી લોકો હિંદુસ્તાનમાં વેપાર કરવા આવ્યા. પંજાબમાં નાનકે નવો ધર્મ ચલાવ્યો.

## ઇબ્રાહિમ. ૧૫૧૬–૧૫૨૬–૧૦

સિકંદર પછી તેનો દીકરો ઇબ્રાહિમ ગાદીએ બેઠો. એ અહંકારી તથા જુલમી હતો, તેથી તેને કોઈ સાથે બનતું નહોતું. તેનો એક ભાઈ સામો થયો તેને મારી નાંખ્યો ને બીજા બધા ભાઇઓને જીવતાં સુધી કેદ રાખ્યા. વળી બધા ઉગમણા પ્રાંતના સૂબાઓ ફરી ગયા તે બધા ઉપર જુદા જુદા ધણીનું રાજ્ય થયું. પંજાબનો સૂબો દોલતખાં પણ ફરી ગયો. તેણે પોતાની મદદે ફરઘાન પ્રાંતના રાજા બાબરને બોલાવ્યો. તેની તથા ઈબ્રાહિમની વચ્ચે ૧૫૨૬ માં પાણીપતના મેદાનમાં લડાઇ થઈ તેમાં ઈબ્રાહિમ હાર્યો ને મરાણો. એ અવિચારી હતો તેથી લોકોને ગમતો નહોતો.

## મુગલવંશ.

### ૧૫૨૬ થી ૧૮૫૮ સુધી ૩૩૨ વરસ ચાલ્યો.

## બાબર. ૧૫૨૬–૧૫૩૦–૪

તૈમુરથી છઠ્ઠો પુરૂષ બાબર દિલીની ગાદીએ બેઠો. તેનો બાપ તેને ૧૨ વરસનો મૂકી મરી ગયો હતો. તેનું મૂળ રાજ તાતાર દેશના ફરઘાન પ્રાંતમાં હતું. તે શેહેરમાં

૧૪૯૪ માં ગાદી ઉપર બેઠો ત્યારે તેના બે કાકાઓ તેનું રાજ લેવા સારૂ હુમલો કર્યો પણ બાબરે તેમને હરાવ્યા. પછી સમરકંદ લેવા તે ગયો ને તે લીધું. ફરઘાન પ્રાંતમાં બળવો ઉઠયો તે સમાવી સમરકંદ ઉસ્બેક લોકોએ ઘેરી લીધું હતું તે ઉસ્બેક લોકોને હરાવ્યા પણ બીજા ઉસ્બેક લોકોએ આવીને તેને કાઢી મૂકયો ને પાછા આવી ફરઘાન પ્રાંત તથા કાબુલ જીતી લીધાં. પંજાબના સૂબા દોલતખાંએ તેને પોતાની મદદે બોલાવ્યો. પાણીપતના મેદાનમાં એક લાખ માણસ લઈ ઈબ્રાહીમ લડવા આવ્યો. બાબરે પોતાની તોપો અંકોડા બંધ જોડી લીધી તથા પાયદળની મોખરે ધુળીઓ કોટ કરાવ્યો હતો.

ઇબ્રાહીમે વગર વિચારે હુમલો કર્યો એટલે બાબરે ઈબ્રાહીમની ફોજને ચોતરફથી ઘેરી લીધી તેથી ફોજ હારીને ઇબ્રાહીમ મરાયો. મેવાડનો રાજા સંગ ને મેવાતનો હસનખાં તથા પંજાબનો સૂબો વગેરે બાબર ઉપર ચડી આવ્યા તેમાં હસનખાં માર્યો ગયો અને સંગ નાસી ગયો ને તેનું લશ્કર વીખરાઈ ગયું. ૧૫૨૭ ત્યાર પછી ચંદેરીના રાજા મેદનીરાય ઉપર ચડાઇ કરી બાબરે તે શેહેર લીધું તેમાં રજપૂતો જીવતાં સુધી લડયા હતા; છેવટ જતાં તેણે અયોધ્યા તથા બહાર જીતી બંગાળાના સૂબાને તોબા પોકરાવી. તેનો મોટો શાહજાદો હુમાયું માંદો પડયો ત્યારે બાબરે પરમેશ્વરની સ્તુતી કરીને તેનું દુઃખ માગ્યું. હુમાયું સાજો થયો પણ તે દુઃખ લીધું એવા વેહેમથી તે માંદો પડયો ને ૧૫૩૦ માં ૪૮ વરસની ઉમરે આગ્રામાં મરણ

પામ્યો. તેને ફૂળ ફૂળાદિનો ઘણો શોખ હતો તેથી તેનું મુડદુ ગીજની લઇ જઈ દાટ્યું. તેણે કાબુલ તથા હિંદુસ્તાનમાં મળીને ૩૬ વરસ રાજ્ય કર્યું.

### ગુણદોષ.

તે લડાઈમાં ચતુર તથા શૂરો હતો, ભણેલો હતો, ને કવિતા કરી જાણુતો. એ મેહેનતુ હસમુખો ને માયાળુ હતો. નેહેરો, તળાવો વગેરે સારાં સારાં કામ કરી રૈયતને સુખ દીધું. તે જાતે લોભી હતો. તેણે પોતાનું જન્મચરિત્ર લખ્યું છે.

### હુમાયું. ૧૫૩૦-૧૫૫૬-૨૬

હુમાયું ગાદીએ બેઠો ત્યારે તેના ભાઈ કામરાનના તાબામાં પંજાબ ને કાબુલ, હિંદાલને સંબલ પ્રાંત, ને મીરજાઅસ્કરીને મેવાડ પ્રાંત આપવો પડ્યો. તેથી તેને મધ્ય એશીઆમાંથી આવતી મદદ બંધ પડી. તે વખતે ઇબ્રાહીમ લોદીના કાકા અલાઉદ્દીને ગુજરાતના પાદશાહની મદદથી રાજ્ય લેવા સારૂ બળવો ઉઠાવ્યો. હુમાયુંએ તે બંનેને માળવાના મંદેશર આગળ ૧૫૩૫ માં હરાવ્યા. ત્યાંથી નાશી ખંભાત ગયા એટલે હુમાયું તેની પછવાડે ત્યાં ગયો ને ત્યાંથી તે દીવ બંદરે જતા રહ્યો. હુમાયુંએ ચાંપાનેરનો ડુંગરી કિલ્લો પોતાના ૩૦૦ માણસોથી મેખો મારીને તેના આધારથી લઈ લીધો. શીરખાં નામે અફઘાન સરદાર ચુનારગઢમાં રહેતો હતો, તે હુમાયુંનો શત્રુ હતો તેણે બહાર પ્રાંત લઈ લીધો તેથી હુમાયુંએ ચુનારગઢને ઘેરો ઘાલ્યો પણ શીરખાંએ હુમાયુંને ઘણો હેરાન

કર્યો અને તે ગઢ હુમાયુંએ લીધો. પછી બકસર આગળ બંનેની ફોજ ભેગી થઇ ને હુમાયુંએ ગંગાઉપર પૂલ બંધાવવા માંડયો તેવામાં એકદમ શીરખાં તેના ઉપર તૂટી પડયો તેથી પખાલમાં હવા ભરીને હુમાયું ગંગાનદી ઉતરીને નાઠો. ૧૫૩૯. નવ માસ પછી કનોજ આગળ ફરીને લડાઇ થઇ તેમાં હુમાયું હારી ગંગામાં પડતું મૂકી નાશી ગયો. ત્યાંથી પોતાના ભાઈઓ પાસે ગયો. પણ કાંઈ મદદ મળી નહીં તેથી તેણે સિંધમાં થઇ ઇરાન જવાનો વિચાર કર્યો. તેવામાં ૧૫૪૨ માં ઉમરકોટમાં પ્રતાપી પુત્ર અકબરનો જન્મ થયો, તેને મીરજાઅસ્કરીને સોંપી પોતે ઈરાન ગયો. ત્યાં તેનો પ્રથમ તો સારો આવકાર થયો, પણ પરદેશમાં એકલો હોવાથી તેનું કાંઈ ચાલ્યું નહીં. મુસલમાની ધર્મમાં બે પંથ છે એક શીઆ ને બીજો સુન્ની. ઈરાનના મુસલમાન શીઆ પંથી હતા ને હુમાયું સુન્ની પંથી હતો. હુમાયું પાસે સુન્ની પંથ છોડાવી શીઆ પંથ પળાવ્યો, ને રૈયત પાસે પળાવવો એવું વચન લીધું. ત્યાર પછી દોસ્તીદાવે ઇરાનના બાદશાહ તરફથી ૧૪૦૦૦ માણસની મદદ આપી, તે મદદ વડે પ્રથમ પોતાના ભાઇઓ પાસેથી ૧૫૪૭ માં કાબુલ કંદહાર લીધાં; પછી બધા ભાઇઓમાં સંપ થયો, પણ કામરાન સામો થયો. તેથી તેને હરાવી આંધળો કર્યો. ત્યાર પછી સુરકુળના છેલા રાજા મહમૂદ આદીલી પાસેથી આગ્રા તથા દિલી લઇ લીધાં ૧૫૫૫. દિલીમાં તે પોતાના રંગ મેહેલની આરસ પાહાણની સીડી ઉપર ચડતાં પગ લપસી જ-

વાથી પડી ગયો. ને ચોથે દહાડે મરણ પામ્યો. એ ૧૬ વરસ બહાર રઝળ્યો, તે સુદ્ધાં તેણે ૨૬ વર્ષ રાજ્ય કર્યું.

**અકબર. ૧૫૫૬–૧૬૦૫–૪૯**

હુમાયું પછી તેનો દીકરો અકબર ૧૪ વરસની કાચી ઉંમરે ગાદીએ બેઠો. તે ૧૫૪૨ માં ઉમરકોટમાં જન્મ્યો હતો. બેહેરામખાં તેનું રાજ્ય ચલાવતો હતો. તેણે મહમૂદ આદીલીના વજીર હેમુને પાણીપતના મેદાનમાં હરાવ્યો ને અકબરના શત્રુ પંજાબના સૂબા સિકંદર સુરને ૧૫૫૬ માં હરાવી આખા હિંદુસ્તાનનો ધણી થયો.

બેહેરામખાં નિર્દય ને અહંકારી હતો તેથી તે વાત અકબરને ગમી નહીં, માટે તે આગ્રેથી છાનોમાનો દિલ્લી જતો રહ્યો, ને ત્યાં જઈ એવી દુવાઈ ફેરવી કે મારા સિવાય બીજાનો કોઇએ હુકમ માનવો નહીં. આ વાત સાંભળી બેહેરામે રીસાઈને પંજાબમાં બળવો ઉઠાવ્યો પણ તે પકડાયો ને અકબરે તેને છોડી મૂક્યો. પછી તે મક્કે જતો હતો તેવામાં કોઈ અફઘાને આગળના વેરને લીધે ગુજરાતમાં તેને મારી નાંખ્યો.

લડાઈ વખતે જોઈતી મદદ હિંદુસ્તાનમાંથીજ મળે એવા હેતુથી તેણે હિંદુ અને મુસલમાનને સરખા ગણી મોટી નોકરીઓ આપી આ ધારણા ઘણીજ ઉમદા હતી અને પોતે જીવ્યો ત્યાં સુધી એજ પ્રમાણે ચાલ્યો. અકબર બધી જાતના રજપૂતો સાથે લડાઈ ન કરતાં જેપૂરની રાજકન્યાને પોતે પરણ્યો. જોધપુરની રાજકન્યા જહાંગીરને અને વિજાપુરની રાજકન્યા પોતાના દીકરા દાનીઆલને પર-

ણાવી. જુવાનપુરનો સૂબો અકબરને ગાંઠવા ન લાગ્યો તે-
થી તેને શિક્ષા કરી. વળી માળવાના સૂબા આદમખાંની
ધારણા માળવા બથાવી પડવાની હતી પણ અકબરે તેને
હરાવ્યો. પછી આદમખાંએ અકબરના રાજમેહેલની મેડી-
એથી અકબરના વજીરનું ખૂન કર્યું તેથી અકબરે તેને
તેજ મેડીએથી ફેંકી મારી નાંખ્યો. સુલતાન મીરજાએ
બંડ કર્યું તેથી તેને હરાવી કબીલા સહીત કાઢી મૂક્યો. તેનો
ભાઈ હકીમ પંજાબ લેવા સારૂ બેવાર આવ્યો પણ પા-
છો કાઢયો.

## અકબરે નીચેના દેશો જીતી લીધા.

૧. ચિતોડના રજપૂત રાજા ઉપર ચડાઇ કરી તેમાં
ઉદયસિંહ અરવલીમાં નાશી ગયો પણ તેનો વજીર જેમલ
ચિતોડમાં ઘેરાઇ ગયો તેને અકબરે પોતાને હાથે ગોળીથી
માર્યો એટલે તેના તરફના ૮ હજાર રજપૂતો તુટી પડ્યા
તે પણ માર્યા ગયા. પછી ઉદયસિંહે આવી ઉદેપુર વસાવ્યું,
૧૫૬૮. તેનો દીકરો પ્રતાપસિંહ થયો તેણે ૧૫૭૬માં મોટી
લડાઈ કરી પણ તાબે થયો નહીં ને મુસલમાનને કન્યા પણ
આપી નહીં. હાલ તેના વારસો ઉદેપુરમાં રાજ્ય કરે છે.

૨ ગુજરાતમાં બીજા મુજફ્ફરખાંના સૂબાઓ બંડ
કરી સ્વતંત્ર થયા હતા તેથી મુજફ્ફરશાહના વજીર એતમાદ-
ખાંએ અકબરને લખ્યું કે તમે અહીં આવીને ગડબડ મટા-
ડો તેથી અકબર ત્યાં ગયો ને મીરજાના કબીલાને હરાવી
કાઢી મૂક્યો, ને ૧૫૭૯ માં ગુજરાત પ્રાંત તાબે કરી ત્રી-
જા મુજફ્ફરશાહને આપ્યો, પણ તેણે બંડ ઉઠાવ્યું, તેથી

તેને પકડી ૧૫૮૯ માં આગ્રે લઇ જતાં રસ્તામાં આપઘાત કરી મરી ગયો. તેથી ૧૫૯૩ માં ખાલસા કર્યું.

૩ પોતાનો ભાઇ હકીમ મરી ગયા પછી ૧૫૮૫ માં કાબુલ દેશ લઈ લીધો.

૪ બંગાળા શીરશાહના વંશના દાઉદ નામે સરદાર પાસેથી ૧૫૯૨માં લઈ લીધો.

૫ કાશ્મીર દેશ અકબરે ૧૫૯૨ માં કબજે કર્યો.

૬ ઓઢીઆ ૧૫૯૨ માં ટોડરમલને માનસિંહે લીધો.

૭ ૧૫૯૨ માં સિંધ તથા કંદહાર લીધાં.

૮ ૧૫૭૨ માં માળવા લીધો.

૯ પેશાવરના યુસફજી લોકો હિંદુસ્તાનને નાહક નુકશાન કરતા હતા તેથી ૧૫૮૬ માં તેનો બંદોબસ્ત કરવા સારૂ અકબરે પોતાના દૂધભાઈ જેનખાં તથા બીરબલને મોકલ્યા. બીરબલ એકલો આગળ ચાલ્યો પણ શત્રુએ ઘેરી મારી નાંખ્યો. ને જેનખાં અટકના કિલ્લામાં ગયો. જેનખાં તથા બીરબલને અણબનાવ હતો એથી એમ થયું. બીજી વાર અકબરે ટોડરમલ તથા માનસિંહને મોકલ્યા. તેમણે ૧૬૦૦ માં યુસફજી લોકોના સરદાર જલાલને માર્યો, તોપણ અફઘાન લોકો પૂરેપૂરા વશ થયા નહીં.

૧૦ અહમદનગરની ગાદીનો ચાર જણ દાવો કરતા હતા, તેમાંથી એકે અકબરની મદદ માગી, તેથી અકબરે મુરાદ તથા મીરજાખાંને મદદે મોકલ્યા, તેમની સામે લડવાને ચાંદબીબી તૈયાર થઈ. મુગલ લોકો કોટ તોડી અંદર પેસેછે એવી વાત ચાંદબીબીએ સાંભળી એટલે પોતે બ-

ખ્તર પેહેરી બુરખો ઓઢી લડાઈ કરવા ગઈ, ને મુગલ લોકોને હરાવી પાછા હઠાવ્યા. એવું કહેછે કે એ લડાઈમાં એ બાઇની દારૂ ગોળી ખપી ગઇ તેથી તેણે સોના રૂપાનાં નાણાં ને ઝવેર દારૂ ગોળીને ઠેકાણે વાપર્યું. મુગલ લોકોએ તેની સાથે સલાહ કરવાની ખુશી બતાવી તેથી તે બાઈએ વરાડ પ્રાંત મુરાદને ૧૫૯૬ માં આપ્યો તેથી મુરાદ ચાલતો થયો. એ પ્રાંતના સીમાડા બાબત તકરાર થવાથી ગોદાવરી નદીને કાંઠે અકબર ને ચાંદબીબીની લડાઇ થઇ. તેમાં અકબરના લશ્કરની સરસાઇ ન થઈ તેથી અકબર પોતે દક્ષિણમાં ગયો ને દોલતાબાદ સર કરી અહમદનગર ગયો, ત્યારે ચાંદબીબીએ આગળની પેઠેજ બહાદૂરી દેખાડી પણ લડાઈની ગડબડમાં તેના કોઇ વેરીએ તેને ૧૫૯૯ માં મારી નાંખી. મોટા મોટા સરદારોના જેવી એનામાં બહાદૂરી હતી.

અહમદનગરમાં એના જેવું કોઈ શૂરવીર નહોતું. અહમદનગર જીતવામાં ખાનદેશના રાજાએ અકબરને મદદ કરી હતી પણ પાછળથી અણબનાવ થવાથી ખાનદેશ જીતી પોતાના દીકરા દાનીઆલને ત્યાંનો સૂબો ઠરાવ્યો.

અકબરને ત્રણ દીકરા હતા. ૧ સલીમ, ૨ દાનીઆલ ૩ મુરાદ. એ ત્રણેને દારૂનું વ્યસન હતું. તેમાં દાનીઆલ ને મુરાદ એ ખરાબ વ્યસનથી મુઆ હતા. સલીમ પણ એથી ખરાબ થયો ને માબાપ સાથે કેમ વર્તવું તેનું તેને ભાન નહોતું. તેણે એક ગુન્હેગારની જીવતાં ચામડી ઉતરડી નાંખી. આગ્રે ગયો ત્યાં, ખુશરૂ સાથે કજીઓ થયો. ખુશરૂના

મળતીઆઓ તેને રાજ અપાવવા અકબર પાસે ગોઠવણ કરતા હતા પણ અકબરે પોતાના દીકરા સલીમને પોતાની તરવાર ૧૬૦૫માં બંધાવી ઈશ્વરની ભક્તિ કરી મરણ પામ્યો.

## અકબરના મોટા માણસોનાં નામ.

૧ જેનખાં, ૨ બીરબલ, ૩ માનસિંહ, ૪ ટોડરમલ, ૫ અબુલફજલ, ૬ ફૈજી. તેમાંથી બીરબલ કવિતા કરી જાણતો, ને ટોડરમલે જમાબંધીની રીત બાંધી, અબુલફજલ અને ફૈજીએ રામાયણ અને મહાભારતનો ફારસીમાં તરજુમો કર્યો, ને અબુલફજલે અકબરના કાયદાનું પુસ્તક બનાવ્યું એ પુસ્તકનું નામ "આઇન અકબરી" છે એ શિવાય જેનખાં, મીરજાખાં વી. એમાંના કેટલાક અમલદારો ઇતિહાસમાં ને કેટલાક રાજ વિદ્યામાં કુશળ હતા.

## જમાબંધીની રીત.–

રીત ત્રણ છે. ૧ અકબરે એક સરખા માપથી બધી જમીન મપાવી. ૨ દરેક વીઘે કેટલો પાક થાયછે તે નક્કી કરી જમીનના કસ પ્રમાણે તેની ત્રણ પ્રતો બાંધી ઉપજમાંથી ત્રીજા ભાગના ધણી સરકારને ઠરાવ્યા પણ જો પાક થોડો થાય અથવા કાંઈ બીજી હરકત થાય તો તેની છૂટ મૂકતા હતા. ૩ સરકારના ભાગ બદલ કિંમત મુજબ રૂપીઆ લેવાનો ઠરાવ કર્યો, પણ જો ખેડુતની મરજીમાં આવે તો દાણા વિગેરેનો ત્રીજો ભાગ કાઢી આપે એવો ખુલાસો રાખ્યો હતો. જમાબંધીનો ઠરાવ પહેલાં તો વરસો વરસ હતો પણ પાછળથી દશ વરસનો કરી મૂક્યો, કે કોઈ ખેડુત પોતાના ખેતરનો સુધારો કરી ઉપજ વધારે તેટલી મુદત

સુધીનું ફળ તેને મળે. દક્ષિણમાં અહમદનગરના વજીર મલિકંબરે જમાબંધીની રીત બાંધીછે. તેના વખતમાં ૧૭॥ કરોડની વસુલાત ને ૪૨ કરોડની ઉપજ થતી હતી.

**અકબર સૌથી સારો રાજા કહેવાણો તેનાં કારણ.**

તેણે રૈયતના સુખને માટે ઘણા સુધારા કર્યા ને તેને મરજીમાં આવે તે ધર્મ પાળવા દીધો. તેણે હિંદુઓને ઉંચા દરજ્જાની નોકરીઓ આપી. રૈયત ઉપરથી અઘટીત કરો માફ કર્યા. શિરશાહની ઠરાવેલી મહેસુલની રીતમાં સુધારો કર્યો. ન્યાય ખાતાને પુષ્ટી આપી બધી ઘાતકી અને નિર્દય સજા કરવાની મના કરી, સતી થવાનો તથા બાળ લગ્ન કરવાનો ધારો બંધ કરી પુનર્લગ્ન કરવાની છૂટ આપી, ખેતી અને વિદ્યાને ઉત્તેજન આપ્યું. ટુંકામાં તેણે પોતાની પ્રજાને સુખી અને આબાદી ભરેલી કરવાને કાંઇપણ કસુર કરી નહીં.

**ગુણ દોષ.**

તે મીતાહારી, શરીરે મજબુત, કદમાં ઉંચો, ને બુદ્ધિમાન હતો, તેને ઉંઘ થોડી હતી, તે રંગે ગોરો હતો ને અજમેરથી આગ્રા ૧૧૦ ગાઉ છે તોપણ ૨ દિવસમાં ઘોડે બેશી જતો એવો તે ચંચળ હતો તેને આગ્રાગાં સિકંદ્રા નામના રોજામાં દાટયો છે. તેનાપર કબર ચણાવેલી છે તે ઘણીજ મોટી ને વખણાય છે.

**જહાંગીર. ૧૬૦૫—૧૬૨૭—૨૨**

સલીમ જહાંગીર (દુનિઆ જીતનાર) નામ ધારણ કરી ૧૬૦૫ માં ગાદીએ બેઠો. પ્રથમતો તેણે સારી રીતે

રાજ્ય ચલાવ્યું. અકબરે જે જે સારાં કામ કર્યાં હતાં તે-માંનાં કેટલાંક ચાલતાં રાખ્યાં. તેના દીકરા ખુશરૂએ બંડ ઉઠાવ્યું, તેમાં તેને પકડી કેદ કરી તેના તરફના ૭૦૦ માણસોને રીબાવી રીબાવીને માર્યા.

૧૬૧૧ માં જહાંગીર નૂરજહાંને પરણ્યો. તે બેગમ-નો બાપ ઈરાનમાંથી કંદહાર આવ્યો. કંદહારમાં પૂરું ખા-વાનું મળ્યું નહીં. તે વખત નૂરજહાં બાળક હતી તેને તેના બાપે મારી નાંખવા માંડી એટલામાં કોઈ વેપારી જતો હતો તેણે નૂરજહાંને લઇ લીધી. વળી તેને ધાવનો ખપ હતો તેથી નૂરજહાંની માને નોકર રાખી પછી તે બ-ધાં ભરતખંડમાં આવ્યાં. નૂરજહાં અકબરના જનાનખા-નામાં આવતી જતી થઇ, જેમ તે મોટી થતી ગઇ તેમ તેનું રૂપ ખીલતું ગયું. અકબરના જીવતાં સલીમે તેને પ-રણવા ચાહેલું પણ અકબરને એ વાત સારી લાગી નહીં તેથી તેને શીરઅફઘાન વેરે પરણાવી બંગાળે મોકલી દીધી પણ અકબર મરી ગયા પછી તે પઠાણને મરાવી નાંખી નૂરજહાંને કહ્યું કે તું મારી સાથે લગ્ન કર. પહે-લાંતો તેણે ના કહી પણ છેવટે તેણે લગ્ન કર્યું. સલીમ પહેલાં પ્રસિદ્ધ રીતે કેફ તથા ઘાતકી કામ કરતો તે નૂર-જહાંને પરણ્યા પછી મૂકી દીધાં એ સુધારો નૂરજહાંએ કરાવ્યો. અહમદનગર અકબરે જીત્યું ત્યારે ત્યાંના રાજાએ ઔરંગાબાદમાં ગાદી સ્થાપી. તેના વજીર મલિકંબરે દક્ષિ-ણમાં જમાબંધીની રીત બાંધી તે વજીરે ૧૬૧૦માં અહમ-દનગર જીત્યું એટલે ગુજરાતના બાદશાહે ખાનદેશના સૂબાને

ત્યાંથી ચડાઈ કરવા હુકમ કર્યો. ગુજરાતનો સૂબો અબદુલખાં ૧૬૧૨માં ત્યાં ગયો પણ હાર્યો એટલે ખાનદેશવાળી ફોજ લડાઈ કર્યા વગર પાછી ગઇ. જહાંગીરનો બીજો વહાલો દીકરો ખુરમ હતો તેણે ૧૬૧૪ માં ઉદેપુરના રાણાને હરાવ્યો તેથી તેને "શાહ"નો ખેતાબ આપ્યો. શાહજહાંને ૧૬૧૬માં અહમદનગર લેવા મોકલ્યો. મલિકંબરને તેના મિત્રોએ મદદ ન કરી તેથી શાહજહાંને તાબે થઇ અહમદ-નગર છોડી દીધું. શાહજહાં અહમદનગરથી ગયો એટલે મલિકંબરે પાછી કમર બાંધી એટલે શાહજહાંએ આવી પાછો હરાવ્યો.

નૂરજહાંએ પોતાની આંગળીએ આણેલી દીકરીને જહાંગીરના દીકરા શહરીઆર વેરે પરાણાવી હતી માટે તેને ગાદી મળે તો ઠીક. તથા શાહજહાંને ગાદી મળશે તો તે મને ગાંઠશે નહીં એ બે કારણથી નૂરજહાં શાહજહાંની ખોદણી કરવા લાગી. તેથી બાદશાહે શાહજહાંને કંદહાર જઇ તે દેશ તાબે કરવાનો હુકમ કર્યો. તે હુકમ તેણે માન્યો નહીં તેથી ફોજને આગ્રે મંગાવી તેની સાથે શહરીઆરને મોક-લવાનું ઠરાવ્યું. પણ તેણે ફોજને મોકલી નહીં, ને ઉલટો જહાંગીર ઉપર ચડી આવ્યો તેથી બાદશાહે મોહોબતખાંને તેના સામો મોકલ્યો, પણ તે દક્ષિણમાં નાશી ગયો. તેથી મોહોબતખાં દક્ષિણમાં ગયો ને મલિકંબર સાથે મળી ગયો. મોહોબતખાંની પદવી ઘણી મોટી હતી તેથી નૂરજહાંના મનમાં એમ આવ્યું કે રખેને આ બાદશાહ થઈ પડે માટે દ્વેષથી તેના ઉપર પૈસા ખાઇ ગયાના ખોટાં તહોમત મૂકી

હજુરમાં જવાબ દેવા બોલાવ્યો એટલે તેણે જાણ્યું કે આમાં કાંઈ કપટ છે તેથી પાંચ હજાર સિપાઈઓને સાથે લઇને બાદશાહ જેલમનદી ઉતરતો હતો તેવામાં તેને પકડી પાડ્યો. નૂરજહાંએ તેને છોડાવવાને ઘણા ઉપાય કર્યા પણ ફાવ્યું નહીં તેથી બાદશાહની સાથે કેદખાનામાં રહી ફોજમાં પોતાના મળતીયા માણસોને રખાવી બાદશાહને છાનોમાનો છોડાવી લઇ ગઈ પણ મોહોબતખાંએ શાહજહાં સાથે મળી દક્ષિણમાં બંડ ઉઠાવ્યું તેવામાં ૧૬૨૭ માં જહાંગીર કાસ્મીરમાં મરણ પામ્યો.

## રાજનીતિ.

ઈંગ્લાંડના પહેલા જેમ્સ બાદશાહનો સરટામસરો નામે વકીલ ૧૬૧૫માં આગ્રે આવ્યો હતો તે લખી ગયો છે કે જહાંગીરના અમીર ઉમરાવો અતિશે નિશો કરતા, અધિકારીઓ વેપારીઓનો માલ પડાવી લઇ મરજી મુજબ કિંમત આપતા, દક્ષિણમાં લડાઇ ચાલી હતી, પરગણાની ઉપજના ઈજારા આપ્યા હતા, તેથી રૈયત ઉપર જુલમ થતો હતો, બાદશાહ વૈભવી હતો ને રત્નજડીત આસનપર બેસતો તથા દરબારમાં હીરા માણેક જડેલાં વાસણો વપરાતાં હતાં, સિપાઈઓ લાંચીઆ ને સુસ્ત હતા. તેના રાજ્યની પેદાશ ૫૦ કરોડ રૂપિઆની હતી.

## ગુણદોષ.

તે સ્વભાવે તામસી ને માથાનો ફરેલ હતો કોઈ દિવસ તેનું મોં મલકાતું નહીં; તે ઘણો બુદ્ધિમાન હતો ને

ન્યાયમાં વાજબી હતો, તેને ચાર દીકરા હતા. ખુશરૂ, શાહજહાં, શહરીઆર, ને પરવીજ. જહાંગીર પછી શાહજહાં ગાદીએ બેઠો. તેણે પોતાના મહેલમાં એક ઘંટ બાંધ્યો હતો તેથી લોકો બારેબાર ફરિયાદ કરી શકતા.

**શાહજહાં.** ૧૬૨૭—૧૬૫૮—૩૧

શાહજહાંને નૂરજહાંના ભાઇ અસોફખાં તથા મોહોબતખાંની મદદથી ૧૬૨૮માં ગાદી મળી. અસોફખાંએ નૂરજહાંને કેદ કરી શહરીઆરને મારી નાંખ્યો. તેથી બાદશાહે અસોફખાંને મોટી પદવી આપીને મોહોબતખાંની પણ આબરૂ વધારી.

માળવાના સૂબા ખાંજહાંને બાદશાહે હજુરમાં બોલાવ્યો તેથી તે દક્ષિણ અહમદનગરના રાજા સાથે મળી ગયો. બાદશાહ ૧૬૨૯ માં તેને હરાવવા દક્ષિણમાં ગયો ત્યારે ખાંજહાં વિજાપુરના હાકેમ પાસે ગયો પણ તેને મદદ કરી નહીં તેથી પાછો અહમદનગર ગયો. શાહજહાંએ અમદનગરના રાજાને હરાવી માર્યો ને વજીરને બરતરફ કરી મલિકંબરના દીકરા ફતેખાંને વજીરાત આપી પાછો આવ્યો.

૧૬૩૫માં શાહજહાં પાછો દક્ષિણમાં ગયો ત્યાં તેની ફતેહ થઇ તેથી શાહજી તથા વિજાપુરના હાકેમ તથા ગોવળકોંડાના રાજાએ સલાહ કરી ખંડણી આપી.

૧૬૩૭ માં શાહજહાંએ કાબુલ તથા કંદહાર જીત્યાં ને ૧૬૪૯માં ખોયાં. તેથી શાહજાદા ઔરંગજેબ તથા દારાએ વારા ફરતી ૧૬૫૩માં ચડાઇ કરી પણ હાર્યા તેથી

મુગલ લોકો કંદહાર લેવા ફરીથી ગયા નહીં.

ઔરંગજેબે ગોવળકોંડાના હાકેમને હરાવી પોતાના દીકરા મહમૂદનું તેની દીકરી સાથે લગ્ન કરયું. ને ૧૬૫૭ માં વિજાપુરના હાકેમને હરાવ્યો.

શાહજહાં ૧૬૫૭ માં મરણતોલ માંદો પડયો તે વખત દારા પાસે હતો તેથી દારા તથા સુજા પોતાને બાદશાહ કહેડાવવા લાગ્યા. પણ દારાના દીકરા સુલેમાને સુજાને કાશી આગળ હરાવ્યો. તેમાં બાદશાહ સાજો થયો તેથી પોતે રાજ કારભાર કરવા લાગ્યો.

શાહજહાંને ચાર દીકરા હતા તેમનાં નામ. ૧ દારા, ૨ સુજા, ૩ ઔરંગજેબ, ૪ મુરાદ. દારા મોટો હોવાથી બાદશાહની હજુરમાં રહેતો, સુજા બંગાળાનો સૂબો, ઔરંગજેબ દક્ષિણનો ને મુરાદ ગુજરાતનો સૂબો હતો. દારા પરાક્રમી અને ઉદાર હતો, પણ ઉતાવળીઓને અહંકારી હતો. સુજા દારૂડીઓ ને લુચ્ચો; ઔરંગજેબ દગાખોર, કપટી ને ઝીણી બુદ્ધિનો હતો; મુરાદ ઉદાર ને બહાદૂર પણ કમ અકલનો હતો. ઔરંગજેબે મુરાદને કપટથી લખ્યું કે મારે બાદશાહ થવાની ઈચ્છા નથી પણ તને ગાદી આપવાની ઇચ્છા છે તો આપણે બંને મળી બીજા ભાઈઓને હરાવીએ. તેથી તેમણે દારાના સરદાર જશવંતસિંહને ૧૬૫૭ માં ઉજન આગળ હરાવ્યો. તેથી દારાએ બીજી વાર લડાઇ કરી તેમાં તેના હાથીને સળગતો ટટો લાગવાથી તે નીચે ઉતર્યો. તેના માણસોએ તેને હાથી ઉ-

પર નહીં દેખવાથી નાસાનાસ કરી તેથી દારા હાર્યો.

ઔરંગજેબને બાદશાહ થવાની મરજી હતી પણ શાહજહાંએ નાપાડી તેથી તેને તથા મુરાદને દગાથી કેદ કરી ૧૬૫૮ માં પોતે બાદશાહ થયો. શાહજહાં ૧૬૬૬ માં કેદખાનામાં મરી ગયો.

## રાજ્યની હકીકત

મુલકનો સારો બંદોબસ્ત રાખ્યો. જમીનનો પાક વધાર્યો. ૬॥ કરોડની કીમતનું હીરા માણેક જડાની મયુરાસન (મોરની આકૃતિનું તખ્ત.) બનાવ્યું. પોતાની બેગમ મુમતાજના નામ ઉપરથી મુમતાજ મેહેલ બંધાવ્યો તે આખી દુનિઆમાં પ્રસિદ્ધ છે. આગ્રામાં મોટી મસ્જીદ ને દીલ્લિમાં જુમામસ્જીદ, રાજ્યમહેલ ને મુલાકાતનો મહેલ બંધાવ્યાં હતાં. તેણે પોતાના દીકરાઓને મોટા મોટા સૂબા બનાવ્યા તેથી તેઓએ તેને સામા થઇ દુઃખ દીધું ને છેવટે તેનું કેદખાનામાં મૃત્યુ થયું.

## ઔરંગજેબ. ૧૬૫૮–૧૭૦૭-૪૯.

પ્રથમતો તેણે પોતાના ભાઇ ભત્રિજાના નાશ કરી તેમના કુટુંબને ગોવાલિયરના કિલ્લામાં કેદ કર્યા. ૧૬૫૯માં અલહાબાદ આગળ સુજાને હરાવ્યો. ત્યાંથી સુજા બંગાળે ગયો. ત્યાં ઔરંગજેબનો દીકરો સુલેમાન મળ્યો. તેને સુજાએ પોતાની દીકરી પરણાવી. પણ ગમ્યું નહીં. પછી સુજા આરાકાન ગયો ત્યાં ૧૬૬૦ માં બળવા ઉઠચાથી સહકુટુંબ માર્યો ગયો.

દારા અજમેર આગળ હારી સિંધમાં ગયો. ત્યાંના તાલુકદારે તેને પકડી ઔરંગજેબ આગળ મોકલ્યો. ત્યાં તેને કેદમાં નાંખી મારી નાંખ્યો. દારાનો દીકરો સુલેમાન ગોવાલીઅરમાં કેદમાં હતો તેને, તથા ૧૬૬૧માં મુરાદ ઉપર તોહમત મૂકી મારી નાંખ્યા. પછી પોતે સુખે રાજ્ય કરવાની ધારણા કરવા લાગ્યો તેવામાં તેનો કટો દુશ્મન શિવાજી નામે ગરેઠો દક્ષિણમાં થયો.

**શિવાજીની હકીકત. ૧૬૬૪—૧૬૮૦—૧૬.**

તે ૧૬૨૭ માં જન્મ્યો,*ને દાદાજીકોંડદેવના હાથ નીચે ઉછર્યો હતો. હિંદુ રાજ્યનું અભિમાન લાવી મુસલમાન રાજ્ય તોડવાનો તેણે વિચાર કર્યો. ૧૬૫૯ માં વિજાપુરના સરદાર અફજુલખાંને દગાથી માર્યો. પછી વિજાપુર સાથે સલાહ કરી. ૧૬૬૨ માં ઔરંગજેબના સરદાર સાઇસ્તખાંને જખમી કર્યો. ૧૬૬૩માં સુરત લૂટ્યું. ૧૬૬૪માં પોતાના સિક્કા પડાવ્યા, ને પોતાનો બાપ ગુજરી જવાથી રાજ્યાભિષેક કર્યો. ૧૬૬૬માં ઔરંગજેબે તેને કેદ કર્યો, પણ ચોકીદારોને ભૂલવી મીઠાઇના ટોપલામાં બેશી સાધુને વેષે નાશી ગયો. વિજાપુર તથા ગોવળકોંડાના રાજા પાસેથી ખંડણી લીધી. ઇ. સ. ૧૬૭૦માં સુરત બીજીવાર લૂટ્યું. ૧૬૭૪માં રાયગઢમાં ગાદીએ બેઠો ને ૧૬૮૦ માં તેનો કાળ થયો.

**ગુણદોષ.**

શીવાજી લુચ્ચો, કપટી, ખટપટીઓ, બહાદુર ને

હિંમતવાન હતો. ૧૬૭૧ માં અફ્ઘાનોએ બીજો પાદશાહ ઉભો કર્યો, ને ૧૬૭૬માં સતનરામી જાતના હિંદુ વેરાગીઓએ દિલી પાસેના નારનોલ ગામમાં બળવો ઉઠાવ્યો. તેગને બાદશાહે ઘણી મેહેનતે હરાવ્યા. આ ઉપરથી બાદશાહને હિંદુઓ ઉપર બહુ ક્રોધ ચડ્યો, માટે તેગને સરકારી ચાકરીમાં રાખ્યા નહીં, તથા અકબરે માફ કરેલો જજીઆ વેરો પાછો લેવા માંડ્યો, તેથી વેરો માફ કરવા લોકો અરજ કરવા આવ્યા તેમને ઘોડાના પગ તળે કચરી મારી નંખાવ્યા, એવો તે પાપી હતો.

જોધપુર, જેપુર, ને ઉદેપુર એ ત્રણે રજપૂતરાજ્યો હતાં તેમાં જોધપુર ને જેપુરવાળાને દગાથી મારીનંખાવ્યા. જોધપુરનો સરદાર જશવતસિંહ કાબુલમાં મરણ પામ્યો તેનાં બાઇડી છોકરાંને કેદ કરવાનો ઔરંગજેબે વિચાર કર્યો, પણ તેમાં ફાવ્યો નહીં તેથી તેણે ઉદેપુરના રાણા રાજસિંહ ઉપર ચડાઈ કરી ને પોતાના દીકરા અકબરને ફોજની સરદારી આપી. પણ રજપૂત સરદાર દુરગાદાસે છેતરી પોતાના પક્ષમાં તેને ખેંચી લીધો તેથી ઔરંગજેબે પોતાના દીકરા અકબરની ફોજને પોતાની તરફ પાછી સમજાવી આણી પણ અકબર ૧૬૮૧ માં મરેઠાને મળી ગયો તેથી ઔરંગજેબ જીવ્યો ત્યાં સુધી તેની સાથે લડ્યો. ઔરંગજેબે દક્ષિણ ઉપર ચડાઇ કરી પોતાના દીકરા મોઆજીમને શીવાજીના દીકરા સંભાજી સાથે લડાઇ કરવા મોકલ્યો. મોઆજીમે હેદ્રાબાદ ઉજડ કર્યું, ગોવળકોંડાના રાજા પાસેથી ખંડણી લીધી ને ઔરંગજેબે વિજાપુર ઘેરીને લઇ લીધું. મોઆજીમ વિ-

જાપુરના હાકેમ સાથે ગળી ગયોછે એવો વહેમ આવ્યાથી તેને કેદ કર્યો. વળી મહીસુરના તથા મરેઠી રાજ્યના ઘણા કિલ્લા લઇ સંભાજી તથા તેના વહાલા કલુશાને દુઃખ દઈ ૧૬૮૯ માં મારી નાખ્યા.

સંભાજી પછી મરેઠાની ગાદીએ રાજારામ બેઠો. તેને ઔરંગજેબે નરમ પાડવાનો વિચાર કર્યો, ને જીંજીના કિલ્લા ઉપર પોતાના દીકરા કામબક્ષને હુમલો કરવા મોકલ્યો, તેમાં મરેઠા સરદાર સંતાજીએ તથા દાનાજી જાદવે તથા રાજારામે મળી કામબક્ષને હરાવ્યો તેથી ઔરંગજેબે જુલફિકારખાંને મોકલી જીંજીનો કિલ્લો લઈ લેવરાવ્યો.

ઔરંગજેબે અહમદનગર ઉપર ચડાઇ કરી તેમાં તે હાર્યો ને માંદો પડયો તેથી ત્યાં ૧૭૦૭ માં ૪૯ વર્ષ રાજ કરી ૮૯ વરસની ઉમરે મરણ પામ્યો. તેને પાંચ દીકરા હતા. તેનાં નામ મોઆજીમ, આજીમ, કામબક્ષ, મહમદ ને અકબર. તેમાં મોટો મોઆજીમ બહાદૂરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો.

### ગુણદોષ.

તે કપટી, લુચ્ચો, દગાખોર, હિંમતવાન, બહાદુર ને ઝીણી બુદ્ધિનો હતો. તેને કોઇના ઉપર વિશ્વાસ નહોતો. તેણે પોતાના બાપને મારી નાંખ્યો હતો તેથી ઘડપણમાં પસ્તાવો કરવા લાગ્યો. મુસલમાન બધા બાદશાહો કરતાં તેણે રાજની હદ વધારી હતી. ઉતરે કાશ્મીરથી તે દક્ષિણે કન્યાકુમારીકાસુધી ને પૂર્વે આસામથી તે પશ્ચિમે સિંધ સુધી હતી. તેના

રાજ્યની ઉપજ ૮૦ કરોડ રૂપીઆની હતી. ધર્માંધપણે હિંદુ ઉપર જુલમ કરવાથી મુગલાઇ રાજ્યની પડતી. તેના મરણ પછી આવી.

## બહાદુરશાહ. ૧૭૦૭–૧૭૧૨–૫

તેની અને આજીમની આગ્રા આગળ લડાઇ થઇ તેમાં આજીમ હાર્યો ને માર્યો ગયો. હેદ્રાબાદમાં કામબક્ષને મારી મોઆજીમ બહાદૂરશાહ નામ ધારણ કરી ૧૭૦૭ માં ગાદીએ બેઠો. તેના વજીરનું નામ જુલફીકારખાં હતું. તેણે શાહુને સલાહ કરી કેદમાંથી છોડયો. તે વખતે મરેઠાની ગાદીએ રાજારામની વતી તેની મા તારાબાઈ હતી તેણે શાહુને રાજ આપવાની નાપાડી તેથી શાહુએ સતારામાં રાજધાની કરી ને રાજારામના વંશનાએ કોલાપુરમાં રાજધાની કરી એ રીતે મરેઠી રાજના બે ભાગ પડયા. બહાદુરશાહને શીખ સાથે લડાઇ કરવી પડી તેથી તેણે રજપૂત તથા મરેઠાની સાથે સલાહ કરી.

નાનકશાહે પંદરમા સૈકામાં નવો ધર્મ ચલાવી હિંદુ તથા મુસલમાનને પોતાની મરજી પ્રમાણે ધર્મ પાળવા દેવો એવો મત જાહેર કર્યો, પણ મુસલમાન લોકો તેના પછવાડે લાગ્યા. તેથી ૧૬૦૬ માં બળવો કરી તેમની સાથે લડવા લાગ્યા. ૧૬૭૬ માં ગુરૂગોવિંદે તેમનો એક જથો બાંધી એવો ઠરાવ કર્યો કે એ જથાના બધા માણસોએ સિપાઈ થવું, વાદળી રંગનાં લૂગડાં પહેરવાં, ચોટલી તથા દાઢી મૂછ રાખવાં, હિંદુઓના દેવ દેવસ્થાનને નુકશાન ક-

રેવું નહીં, ગૌહત્યા કરવી નહીં. ગુરૂગોવિંદને ઔરંગજેબના સરદારે નારનોલ ગામમાં મારી નાંખ્યો. પછી શીખ ધર્મના લોકોએ પોતાના નવા સરદાર સાથે મળી બહાદુરશાહ ગાદીએ બેઠો તેવામાં લાહોરથી દિલ્હી સુધીનો મુલક ઉજડ કર્યો. તેથી બહાદુરશાહ તેમને વધારે શિક્ષા કરત પણ તેવામાં તે ૧૭૧૨ માં મરણ પામ્યો.

### જહાંદારશાહ. ૧૭૧૨–૧૭૧૩–૧

બહાદુરશાહ પછી તેના દીકરાઓ માંહોમાંહે લડ્યા પણ અંતે જુલફિકારખાંની મદદથી તેનો મોટો દીકરો જહાંદારશાહ ગાદીએ બેઠો. તે દમ વિનાનો હતો તેથી સઘળી સત્તા જુલફિકારખાંને હાથ હતી. જહાંદારશાહે પોતાના ભત્રિજા ફરોખશિર સિવાય પોતાના કુટુંબના બધા માણસોને મારી નાંખ્યા. ફરોકશિરે કેટલાક સરદારો સાથે મળી જઈ જહાંદારશાહ સાથે આગ્રા આગળ લડાઈ કરી તેમાં જહાંદારશાહ તથા જુલફિકારખાં મરણ પામ્યા.

### ફરોકશિર. ૧૭૧૩–૧૭૧૯–૬

અલ્હાબાદના સૂબા સૈયદ અબદુલ્લા તથા બહારના સૂબા સૈયદ હુસેન એ બેની મદદથી ફરોકશિર ગાદીએ બેઠો. એ સૈયદોને "બાદશાહ બનાવનાર" કહેછે. તેના વખતમાં શીખ સરદાર બંધુએ પંજાબમાં લૂટ કરવા માંડી તેથી તેનાં માણસોને ઘાતકીપણે ૧ ૬૦ માં મારી નાંખ્યાં. અબદુલ્લા તથા હુસેન એ બેનાથી પાદશાહ અવળો ચાલવા લાગ્યો ત્યારે તે બે જણાએ કહ્યું કે અમે તમને બ-

ળથી પાધરા કરીશું. પછી અબદુલ્લા તેને તાબે રાખવા તેની પાસે રહ્યો ને હુસેન દક્ષિણનો સૂબો થઇ ગયો. દક્ષિણમાં મરેઠા સરદાર બાળાજી પેશવાએ હુસેન આગળ ચોથ આપવાનું કબુલ કરાવ્યું. તેથી હુસેન તેને એ સરત કબુલ કરાવવા બાદશાહ આગળ તેડી લાવ્યો. પણ બાદશાહે એ કરાર મંજુર કર્યો નહીં. વળી બાદશાહે એ બે ભાઇઓને પોતાના રાજમાંથી કાઢી મૂકવાને પોતાના સરદારો સાથે વિચાર કર્યો પણ તે બેવકૂફ બાદશાહને સરદારોની સાથે અણબનાવ થયો. તેથી તેમણે તેની દગાની વાતો અબદુલ્લાને કહી દીધી તેથી અબદુલ્લાએ પોતાના ભાઈ હુસેનને દક્ષિણમાંથી તેડાવી લીધો. હુસેન દશ હજાર મરેઠા સાથે લઇ દિલ્લી આવ્યો. ને બંને ભાઈઓએ મળી ફરોકશિરને મારી નાંખી ૧૭૧૯ માં મહમૂદશાહ નામના બાળકને ગાદીએ બેસાડયો. ફરોખશિરના વજીરે હિંદુઓ ઉપર જજીઆ વેરો નાંખવાનો વિચાર કરયો તેથી અમદાવાદ આગળ હિંદુ મુસલમાન વચ્ચે ભારે લડાઇ થઈ તેમાં ઘણાકના જીવ ગયા.

**મહમૂદશાહ. ૧૭૧૯—૧૭૪૮—૨૯.**

ફરોકશિરને સૈયદોએ મારી નાંખ્યો તેથી ઘણા સરદારો તેનાપર ગુસે થયા. તેમાં સૈથી મોટો ચીનકિલચીખાં હતો તે બળવો કરી દક્ષિણમાં ગયો ને ત્યાં રાજ સ્થાપ્યું. તેનું પહેલું નામ અસોફજા ને પછી નિજામુલમુલ્ક પાડયું હતું. તેના છેલ્લા નામ ઉપરથી નિજામનું રાજ્ય કહેવાયછે.

વજીર સાદતખાંએ અયોધ્યામાં રાજ્ય સ્થાપ્યું. મહમૂદશાહે સૈયદના તાબાગાંથી નીકળવાનો પોતાના સરદાર સાથે વિચાર કર્યો. સૈયદહુસેન બાદશાહને લઇ દક્ષિણમાં અસોફ્જાંને જીતવા જતો હતો તેવામાં હુસેનના મ્યાના આગળ આવી એક જણે અરજી આપી તે લેતો હતો તેવામાં ખંજરવતી હુસેનને મારી નાંખ્યો. તેથી તેના ભાઇ અબદુલ્લાએ નવો પાદશાહ ઉભો કર્યો તેને નિઝામે ૧૭૨૪માં શાહપુર આગસ્રુ હરાવી પકડયો પણ તે મહમૂદ પેગંબરના કુળનો હતો તેથી તેને જીવતો રાખ્યો.

પછી અસોફ્જા દીવાન થયો પણ બાદશાહ જુવાનીઆની સલાહ પ્રમાણે ચલતો તથા રાખેલીના કબજામાં મોહોર સિક્કો સોંપતો તેથી તેણે દીવાનગીરી છોડી દીધી. ૧૭૨૪ માં દક્ષિણમાં જઈ બાદશાહી સૂબાને હરાવી નિઝામનું રાજ્ય સ્થાપ્યું.

બાળાજીપેશવાએ ગુજરાત તથા માળવા ઉપર ચડાઈ કરી મુગલાઇ સૂબા પાસેથી ચોથ લીધી.

પછી અસોફ્જા સાથે બાદશાહ મળી ગયો ને અસોફ્જા ભોપાળ આગળ બાજીરાવ પેશવાની સામો થયો પણ અસોફ્જા હાર્યો ને નર્મદાથી તે ચંબલ નદી સુધીનો તમામ મુલક મરેઠાને આપવો કબુલ કર્યો. ૧૭૩૮ માં ઈરાનના બાદશાહ નાદિરશાહે હિંદુસ્થાન ઉપર ચડાઈ કરી. દિલ્લી ૧૦૦ ગાઉ છેટી રહી એટલે મહમૂદશાહ સામો થયો પણ હાર્યો. ને અસોફ્જા સાથે તાબે થવાનું કહેવડાવ્યું એટલે નાદિરશાહ ધામધુમથી દિલીમાં પેઠો ને બીજે દી-

વસે ગપ ચાલી કે નાદિરશાહ મરી ગયો એટલે દિલ્લીના લોકોએ કેટલાક ઇરાનીઓને મારી નાંખ્યાં તેથી નાદિરે ૩૦૦૦૦ માણસોનો ઘાણ વાળ્યો ને ૫૮ દિવસ સુધી દિલ્લી લૂટી મયુરાસન વગેરે ૩૨ કરોડનું ઝવેરાત લઈ ગયો.

અહમદશાહ અબદલ્લીએ ૧૭૪૭માં હિંદુસ્તાન ઉપર ચડાઈ કરી પણ શાહજાદા અહમદશાહે તથા વજીર કમરૂદીને ગળી હરાવ્યો. ત્યારપછી બાદશાહ મરી ગયો.

## અહમદશાહ. ૧૭૪૮—૧૭૫૪—૬

અહમદશાહ અબદલીએ ૧૭૪૮ માં બીજો હુમલો કર્યો તેને બાદશાહે લાહોર તથા મુલતાન આપી પાછો કાઢયો.

બાજીરાવ પેશવાએ મરેઠાને પૂરા જોરમાં આણ્યા ને તેના સરદાર સિંધીયા તથા હોલકર લૂટવા લાગ્યા. તેમણે ઓઢીઆપ્રાંત લીધો ને બંગાળામાંથી ખંડણી લીધી. અયોધ્યાના નવાબ આદલખાંનો ભત્રિજો સફદરજંગ બાદશાહને પોતાના હાથમાં રાખવાની કોશીશ કરતો હતો ને ભરતપુરનો જાટ રાજા તેના પક્ષમાં હતો. નબળો પાદશાહ બેઉથી ડરતો હતો તેથી તે એકે પક્ષમાં નહોતો. અસોફજાના પૌત્ર ઘાજીઉદ્દીને હોલકરને બોલાવી અહમદશાહને પકડી આંધળો કરી બીજા આલમગીરને ગાદીએ બેસાડયો. ૧૭૫૪.

## આલમગીર બીજો. ૧૭૫૪—૧૭૫૯—૫

તેને ઘાજીઉદ્દીને ગાદીએ બેસાડયો. આ વખતે મુગલ રાજ્ય છેક દુર્દશામાં આવી ગયું હતું. બંગાળા, બહાર,

રોહિલખંડ, માળવા, ને દક્ષિણ વગેરે ઘણા પ્રાંતોમાં સ્વતંત્ર હાકેમો અમલ કરતા હતા, ને દિલ્લીમાં નામના બાદશાહ રહ્યા હતા. સફદરજંગે રોહિલ્લાને હરાવ્યા. તેના મુઆ પછી અયોધ્યામાં સુજાઉદૌલા થયો ને દિલ્લીની વજીરાતપર ગ્યાસુદ્દીન થયો તેણે લાહોર પ્રાંત લઈ લીધો માટે અબદલ્લીએ ૧૭૫૬ માં ત્રીજો હુમલો કર્યો ને મથુરાના જાત્રાળુ લોકોને પીડ્યા, તેથી ધાજીઉદ્દીને માફી માગી. ૧૭૫૮માં મરેઠાએ ધાજીઉદ્દીનની શીખવણીથી પંજાબ પ્રાંત પાછો લઇ લીધો. તેથી અબદલી ચડી આવ્યો તેણે દિલ્લી લૂટી પણ તેની ફોજમાં મરકી ચાલવાથી ૧૭૫૯ માં પાછો ગયો. એવામાં ધાજીઉદ્દીને બાદશાહને મારી નાંખી શાહઆલમ નામે પાદશાહને ૧૭૫૯ માં ગાદીએ બેસાડયો.

**શાહઆલમ. ૧૭૫૯—૧૮૦૬—૪૭**

એને કોઈએ ગણ્યો નહીં ને ગ્યાસુદીનને નાસવું પડયું. ૧૭૬૧માં મરેઠા બહુ જુલમ કરતા હતા તેથી અહમદદુરાની ચડી આવ્યો ને પાણીપતના મેદાનમાં મરેઠા સરદાર સદાશિવભાઉ ને અહમદ્દદુરાની વચ્ચે પાણીપતની છેલી લડાઇ થઈ તેમાં મરેઠી લશ્કર તમામ માર્યું ગયું. પછી અહમદદુરાનીએ શાહઆલમને ગાદી પાછી આપી પણ તેના કુંવર જુવાનબક્ષે બાદશાહી તાજી કરવાની કોશીશ કરી, પણ દશ વર્ષ પછી મરેઠા પાછા આવ્યા ને શાહઆલમ તેના પક્ષમાં રહ્યો. ૧૭૮૬ માં ગુલામ કાદારે બાદશાહની આંખો ફોડી. ૧૮૦૩ માં મરેઠાએ તેને

પોતાના પક્ષમાં લીધો એજ સાલમાં મરેઠા પાસેથી દિલ્હી ઇંગ્રેજે લીધી ને આંધળા શાહને છોડયો. તે ૧૮૦૬ માં મરી ગયો, તેના પછી અકબર બીજો પાદશાહ થયો.

**અકબર બીજો. ૧૮૦૬–૧૮૩૭–૩૧**

તેનું રક્ષણ ઈંગ્રેજે કર્યું. ઈ. સ. ૧૮૩૭માં મરણ પામ્યો.

**મહમદબહાદુરશાહ. ૧૮૩૭–૧૮૫૮–૨૧**

એ મુગલ વંશનો છેલ્લો બાદશાહ હતો તેનું રક્ષણ અંગ્રેજે કર્યું પણ "તે ઈંગ્રેજ સામે ૧૮૫૭ના બળવામાં સામેલ હતો તેથી તેને રંગુનમાં ૧૮૫૮માં કેદ કરી તેના બે કુંવરોને કપ્તાન હડસને મારી નાંખ્યા. પછી ૧૮૬૨ માં ત્યાં મરી ગયો.

**સુરકુળ. ૧૫૪૦ થી તે ૧૫૫૬ સુધી–૧૬ વર્ષ ચાલ્યો.**

**શિરશાહ. ૧૫૪૦–૧૫૪૫–૫**

તેણે હુમાયુ પાસેથી ૧૫૪૦માં રાજ લીધું. તે શાણો તથા પરાક્રમી હતો; તેણે રાયસેનના કિલ્લાના રજપૂતોને અભય વચન આપી મારી નાંખ્યા. તેણે કલીંજરના કિલ્લાને ઘેરો ઘાલ્યો તેમાં દારૂખાનું સળગવાથી દાઝયો ને ચોથે દહાડે મરણ પામ્યો. તેણે સિંધુથી બંગાળા સુધી ચાર માસની વાટ છે, તેટલો રસ્તો બંધાવ્યો ને બંને બાજુએ ઝાડો રોપાવ્યાં ને ઠેકાણે ઠેકાણે વાવ, કુવા, તથા ધર્મશાળાઓ બંધાવી ને સદાવ્રત ચાલુ કર્યાં. ન્યાય કરવાની રીતમાં તથા મહેસુલની રીતમાં સુધારો કર્યો.

## સલીમશાહ. ૧૫૪૫—૧૫૫૩—૮

શીરશાહને બે દીકરા હતા તેમાં મોટો આદિલશાહ હતો પણ તેમાં કાંઈ દમ નહોતો તેથી સલીમશાહ ગાદીએ બેઠો. એ બાદશાહ એના બાપ જેવો નહોતો. તેણે દિલીમાં સલીમગઢ નામે કિલ્લો બંધાવ્યો ને ૧૫૫૩ માં મરણ પામ્યો.

## આદિલશાહ. ૧૫૫૩–૧૫૫૬–૩

સલીમ પછી તેનો મોટો ભાઈ મહમૂદ આદીલીનામે પાદશાહ થયો તેની પાસેથી હુમાયુએ ઇરાનના રાજા તમસ્પની મદદથી ૧૫૫૫માં હિંદુસ્તાનનું રાજ્ય પાછું લઇ લીધું.

## અકબર ને ઔરંગજેબનો મુકાબલો.

તે બંને બુદ્ધિ, ઉદ્યોગ ને દ્રઢતામાં સરખા હતા પણ બીજી બધી વાતે ઉલટા હતા. અકબર મોટા દિલનો ને ઉદાર હતો; આલમગીર સાંકડા મેલા મનનો ને કપટી હતો. અકબર સર્વ પ્રજા ઉપર સમદ્રષ્ટી રાખનાર ને સુખદાઇ હતો ઔરંગજેબ પક્ષપાતીને હિંદુઓને પીડક હતો. અકબર જીતાએલા શત્રુ ઉપર દયા કરી સભાવનથી દોસ્ત કરી લેતો. ઔરંગજેબ શત્રુ ઉપર ક્રૂરતા કરી વેર વધારતો. અકબર સત્યને સારી યુક્તિથી પોતાનું કામ કરી લેતો. ઔરંગજેબ કપટ અને કાવતરાંથી પોતાનો હેતુ પાર પાડતો. એમ એ બે મોટા પાદશાહોમાં વિરૂદ્ધતા હતી.

## સામાન્ય હકીકત.

સૌથી સારો બાદશાહ અકબર સૌથી વધારે જુલમી

ને ધર્માંધ ઔરંગઝેબ. તેમ વધારે દેશ પણ તેના વખતમાં જીતાયો હતો. સૌથી નિર્દય ને ગાંડો બાદશાહ મહમદ તઘલખ હતો. મોગલવંશ સૌથી વધારે વરસ ચાલ્યો તેમાં પ્રથમના ૬ બાદશાહ ઘણાજ સારા હતા ને પાછળના સત્તા વગરના ને જનાનખાનામાં પડ્યા રહેતા હતા. બીજા વંશમાં કોઈકોઈ બાદશાહ સારા સ્વભાવનો હતો. બાકીતો બધા હિંદુઓ ઉપર જુલમ કરનારને વટાળનારા હતા. "અલાઉદ્દીનખુની" એણે હિંદુ દેવસ્થાનો તોડી નાંખવાનો જુલમ કર્યો હતો. ફીરોઝુદ્દીન લોકોપયોગી કામ કરવામાં સૌથી સારો હતો.



# લડાઇઓનો કોઠો.

| નંબર. | સાલ. | સ્થળ. | કોની કોની વચ્ચે | પરિણામ. |
|---|---|---|---|---|
| ૧ | ઇ.સ.પૂ.૫૦૦૦ | પાણીપત (કુરૂક્ષેત્ર) | પાંડવ કૌરવની વચ્ચે. | કૌરવ હાર્યા. |
| ૨ | ઇ.સ.પૂ. ૩૨૭ | જેલમની લડાઇ | સિકંદર તથા પૌરવની વચ્ચે | પૌરવની હાર થઇ. |
| ૩ | ઇ. સ. ૧૦૨૪ | સોમનાથની લડાઇ | મહમૂદ ગીજની તથા ભીમ વચ્ચે | ભીમ હાર્યો. |
| ૪ | ૧૧૯૧ | થાનેશ્વરની લડાઇ | શાહબુદ્દીન ને પૃથુરાજ વચ્ચે | શાહબુદ્દીન હાર્યો |
| ૫ | ૧૧૯૩ | પાણીપતની બીજી | શાહબુદ્દીન તથા પૃથુરાજ વચ્ચે | પૃથુરાજ હાર્યો |
| ૬ | ૧૨૯૩ | એલીચપુરની લડાઈ | મુસલમાન તથા હિંદુ વચ્ચે | હિંદુઓ હાર્યા. |
| ૭ | ૧૫૨૬ | પાણીપતની ત્રીજી | બાબરને ઈબ્રાહીમ વચ્ચે | ઈબ્રાહિમ હાર્યો. |
| ૮ | ૧૫૨૭ | સિકરાની લડાઈ | બાબર તથા સંગની વચ્ચે | સંગ હાર્યો. |
| ૯ | ૧૫૪૦ | કનોજની લડાઇ | હુમાયુ ને શીરશાહની વચ્ચે | હુમાયુ હાર્યો. |
| ૧૦ | ૧૫૫૬ | પાણીપતની ચોથી | બેહેરામ તથા હેમુ વચ્ચે | હેમુ હાર્યો. |
| ૧૧ | ૧૬૫૭ | કાશીની લડાઇ | દારા તથા સુજા વચ્ચે | સુજા હાર્યો. |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૨ | ૧૬૫૭ | આગ્રાની પેહેલી | ઔરંગઝેબ ને દારા વચે | દારા હાર્યો. |
| ૧૩ | ૧૬૫૭ | ઉજ્જનની લડાઈ | ઔરંગઝેબ, મુરાદ અને જશવંતસિંહ વચે | જશવંતસિંહ હાર્યો. |
| ૧૪ | ૧૭૧૩ | આગ્રાની બીજી | જહાંદારશાહ તથા ફરોકશિર વચે | જહાંદારશાહ હાર્યો. |
| ૧૫ | ૧૭૨૦ | શાહપુરની લડાઇ | સૈયદ અબદલા તથા નિઝામની વચે | અબદલા હાર્યો. |
| ૧૬ | ૧૭૩૪ | ડભોઇની લડાઈ | બાજીરાવ તથા ત્રીંબકરાવ વચે | ત્રીંબકરાવ હાર્યો. |
| ૧૭ | ૧૭૩૮ | કર્નાલની લડાઈ | મુગલ અને નાદીરશાહ વચે | મુગલ હાર્યા. |
| ૧૮ | ૧૭૪૮ | સરહિંદની લડાઈ | મુગલ અને અહમદશાહ અબદલી વચે | અહમદશાહ અબદલી હાર્યો. |
| ૧૯ | ૧૭૬૧ | પાણીપતની પાંચમી | અહમદદુરાની તથા મરેઠા વચે. | મરેઠા હાર્યા. |

# સાલવારનો કોઠો.

**સાલ.** **વિશેષ હકીકત.**

૫૭૦ મહમદ પેગંબર જન્મ્યો.

૬૩૨ મહમદ પેગંબર મરીગયો.

૬૯૬ ગુજરાતનું રાજ્ય જયશિખરીએ સ્થાપ્યું.

૭૧૨ મહમદ કાસમે સિંધ ઉપર સ્વારી કરી.

૭૪૬ વનરાજે અણહિલવાડ વસાવ્યું.

૯૭૭ સબક્તગીને જયપાળ ઉપર સ્વારી કરી તેમાં જયપાળ હાર્યો.

૧૦૦૧ લાહોરના રાજા જયપાળ ઉપર મહમદે સ્વારી કરી તેમાં જયપાળ હાર્યો.

૧૦૦૪ ભાટીયાના રાજા ઉપર મહમૂદે સ્વારી કરી હરાવ્યો.

૧૦૦૮ લાહોરના રાજા અનંગપાળને મહમદે હરાવ્યો.

૧૦૨૩ લાહોરના રાજા બીજા જયપાળ ઉપર મહમદે સ્વારી કરી.

૧૦૨૪ મહમદે સોરઠી સોમનાથ ઉપર સ્વારી કરીને તોડયું.

૧૧૭૬ શાહબુદ્દીને પંજાબ ઉપર સ્વારી કરી.

૧૧૭૮ શાહબુદ્દીને ભોળાભીમદેવ ઉપર સ્વારી કરી તેમાં તે હાર્યો.

૧૧૮૬ ગીજનીવંશનો શાહબુદ્દીને નાશ કર્યો.

૧૧૯૧ શાહબુદ્દીને દિલ્લીના રાજા પૃથુરાજ ઉપર ચડાઇ કરી તેમાં શાહબુદ્દીન હાર્યો.

૧૧૯૩ પૃથુરાજને શાહબુદ્દીનની પાણીપતના મેદાનમાં લડાઈ થઈ તેમાં પૃથુરાજ હાર્યો.

૧૧૯૪ શાહબુદ્દીને કનોજ તથા કાશી જીતી રાઠોડ વંશના રજપૂત રાજાનો જીવ લીધો.

૧૧૯૫ ગોવાલીઆર ઉપર સ્વારી. કુતુબુદ્દીને ગુજરાતના રાજા ભોળાભીમને હરાવ્યો.

૧૨૦૫ કુતુબુદ્દીન હિંદુસ્તાનનો સ્વતંત્ર બાદશાહ થયો.

૧૨૨૫ સિંધ ને બંગાળા અલ્તમસે લીધાં.

૧૨૩૧ અલ્તમસે મુસલમાનોથી અત્યાર સુધી નહીં જીતાએલો માળવા પ્રાંત લીધો.

૧૨૯૨ મુગલ લોકો અલાઉદ્દીનના વખતમાં પંજાબમાં આવ્યા, પણ તેને હરાવી પાછા કાઢ્યા.

૧૨૯૪ અલાઉદ્દીન રામદેવને હરાવી પાછો આવ્યો.

૧૨૯૭ અલીફખાં તથા નસરતખાં ખંભાત લૂટી કાફુરને પકડી દિલ્લી લાવ્યા.

૧૨૯૮ મુગલ સરદાર પુતલુઘખાં ઠેઠ દિલ્લી સુધી આવ્યો તેને અલાઉદ્દીનના સરદાર જાફરખાંએ હરાવ્યો.

૧૩૦૦ રણસ્થંભોરનો કીલ્લો હમીરદેવ પાસેથી અલાઉદ્દીને લીધો.

૧૩૦૩-૪ મુગલો રોહીલખંડમાં આવ્યા પણ હાર્યા તથા કાફુરે ગદુરા લીધું.

૧૩૦૬ અલાઉદ્દીનની ફોજ દક્ષિણમાં જતી હતી ત્યારે કમળાદેવીએ પોતાની દીકરી દીવાળીદેવીને તેડી લાવવાની વિનંતિ કરી.

૧૩૧૦ અલાઉદ્દીને કર્ણાટક જીતી ત્યાંના રાજાને કેદ કરી બલ્લાલ વંશની સમાપ્તી કરી.

૧૩૧૨ કાફુરે રામેશ્વર સુધી મુલક જીત્યો.

૧૩૪૭ હુસેનગંગુએ દક્ષિણમાં બ્રાહ્મણી વંશનું રાજ્યસ્થાપ્યું.
૧૩૮૫ ફીરોજશાહ ઘરડો થવાથી પોતાનો કારભાર પોતાના પ્રધાનને સોંપ્યો.
૧૩૯૮ તૈમુરે દિલ્લી ઉપર ચડાઈ કરી પાંચ દીવસ સુધી લૂટી નુકસાન કર્યું.
૧૪૧૨ બીજા અહમદશાહે અમદાવાદ વસાવ્યું.
૧૪૪૦ કુંભાએ માળવાના સુલતાનને કેદ કર્યો.
૧૪૯૪ બાબર ફરઘાન પ્રાંતના સમરકંદમાં ગાદીએ બેઠો.
૧૪૯૭ બાબરના કાકાએ સમરકંદ લઇ બાબરને કાઢી મૂક્યો.
૧૫૦૪ બાબરે કાબુલ લીધું.
૧૫૨૭ બાબરનેસંગની લડાઇ સીકરીના મેદામાં થઈ તેમાં સંગ હાર્યો.
૧૫૨૮ બાબરે મેદનીરાયને હરાવી ચંદેરીનો કીલ્લો લીધો.
૧૫૩૫ ગુજરાતના બાદશાહને હુમાયુંની મંદેસર આગળ લડાઇ થઇ તેમાં બહાદુરશાહ હાર્યો ને હુમાયુંએ ચાંપાનેર લીધું.
૧૫૩૯–૪૦ બકસર ને કનોજ આગળ શીરશાહે હુમાયુંને હરાવ્યો.
૧૫૪૨ દયાળુ પાદશાહ અકબરનો જન્મ ઉમરકોટમાં થયો.
૧૫૪૭ હુમાયુંએ પોતાના ભાઈઓને હરાવ્યા.
૧૫૫૫ હુમાયુંએ હિંદુસ્તાનનું રાજ્ય પાછું હાથ કર્યું.
૧૫૫૬ પાણીપતની ચોથી લડાઇ બેહેરામને હેમુની વચ્ચે. હેમુ હાર્યો.
૧૫૫૭ તૈમુરની ઓલાદના બાદશાહ આખા ભરતખંડના

ધણી થયા.
૧૫૬૬ આગ્રાગાં અકબરે રાજધાની કરી.
૧૫૬૮ ઉદયસિંહે ઉદેપુર વસાવ્યું.
૧૫૭૨ અકબરે માળવા પ્રાંત લીધો.
૧૫૭૩ ત્રીજા મુજફ્રરપાસેથી ગુજરાત પ્રાંત અકબરે લીધો.
૧૫૭૬ સૂરકુળના દાઉદને ટોડરગરે હરાવ્યો.
૧૫૮૫ અકબરનો ભાઈ હકીમ મરણ પામ્યો તેથી કાબુલ પ્રાંત તાબે કર્યો.
૧૫૮૬ રોશનીઆ પંથના લોકોનો બંદોબસ્ત કરવા સારૂ પોતાના દૂધભાઇ જેનખાં તથા બીરબલને મોકલ્યા. તેમાં બીરબલ કુસંપથી મરાણો.
૧૫૯૨ ટોડરમલ ને માનસિંહે કાસ્મીર, બંગાળા, સિંધ ને કંદહાર લીધાં.
૧૫૯૬ વરાડ લઇ મુરાદે ચાંદબીબી સાથે સલાહ કરી.
૧૫૯૯ ચાંદબીબી દગાથી મરાણી. અહમદનગર તાબે કરી ખાનદેશ જીત્યું.
૧૬૦૦ ટોડરમલ તથા માનસિંહે યુસફજી લોકોને વશ કરી તેના સરદાર જલાલને માર્યો.
૧૬૧૦ જહાંગીર પાસેથી મલિકંબરે અહમદનગર લઈ લીધું.
૧૬૧૧ નૂરજહાં સાથે જહાંગીર પરણ્યો.
૧૬૧૨ દક્ષિણ લેવા ગુજરાતથી અબદુલખાં ગયો તેને મલિકંબરે હરાવ્યો.
૧૬૧૪ ખુરમે ઉદેપુરના રાણા અગરસિંહને થકવ્યો તેથી તેને શાહનો ખેતાબ મળ્યો.

૧૬૧૫ ઈંગ્લાંડના પેહેલા જેમ્સ બાદશાહનો વકીલ થઈ સરટામસરો આગ્રે આવ્યો હતો.
૧૬૨૬ મોહોબતખાંએ જહાંગીરને તથા તેની બેગમને કેદ કર્યા.
૧૬૨૮ નૂરજહાંને પગાર બાંધી આપી નજર કેદ રાખી.
૧૬૩૭ કંદહાર ને બલ્ક શાહજહાંએ સર કર્યાં.
૧૬૪૯ કંદહાર ઇરાનીએ પાછું લઇ લીધું.
૧૬૫૩ દારાનાં માણસો કંદહારના કોટ સુધી જઈ પહોંચ્યા પણ કાંઈ વલ્યું નહીં.
૧૬૫૭ ઔરંગજેબ દક્ષિણ ગયો તેને શિવાજીએ મેળવી લીધો. તથા શાહજહાં મરણતોલ માંદો પડ્યો.
૧૬૫૮ શાહજહાંને કેદમાં નાંખી મુરાદને મારી નાંખ્યો.
૧૬૫૯ દારાને ઔરંગજેબે મરાવી નંખાવ્યો. તથા સુજા આરાકાનમાં નાસી ગયો.
૧૬૬૨ શિવાજીએ પુનામાં સાઈસ્તખાંને જખમી કર્યો તથા અંગ્રેજે સુરતમાં કોઠી નાંખી.
૧૬૬૧ દારાના દીકરા સુલેમાનને ગોવાલીઅરમાં મરાવી નાંખ્યો.
૧૬૬૬ શાહજહાં કેદખાંનામાં મરણ પામ્યો.
૧૬૭૦ શિવાજીએ દક્ષિણમાં મુગલાઇ પ્રાંતમાંથી ચોથ લીધી.
૧૫૭૧ અફઘાન લોકો વશ થયા નહીં ને એક બીજો પાદશાહ ઉભો કર્યો.
૧૬૭૬ સતનરામી જાતના લોકો નારનોલ ગામમાં ઔરંગજેબની સામા થયા.
૧૬૮૦ ઔરંગજેબનો પુત્ર અકબર રજપૂત સરદાર દુર્ગા-

દાસને મળી ગયો.

૧૭૧૦ શીખ લોકોએ બંડ કર્યું.

૧૭૧૬ બંધુ તથા તેના માણસોને મારી નાંખ્યા.

૧૭૨૦ નિજામુલમુલ્કે હેદ્રાબાદમાં રાજ્ય સ્થાપ્યું.

૧૭૨૪ શાહપુરની લડાઇ થઈ. ૧૭૩૨ સાવતઅલીએ અયોધ્યામાં રાજ્ય સ્થાપ્યું.

૧૭૩૯ નાદિરશાહ ૫૮ દીવસ સુધી દિલ્લી લૂટી મયુરાસન લઈ પોતાને દેશ ગયો.

૧૭૪૭ અહમદ દુરાની પેહેલીવાર આવ્યો પણ અહમદશાહે તથા કમરૂદીને હરાવ્યો.

૧૭૫૨ અહમદ દુરાની બીજી વાર આવી પંજાબમાંથી પાછો ગયો.

૧૭૫૬ અહમદ દુરાની ત્રીજીવાર આવ્યો તે દિલ્લીને મથુરાં લુટી પાછો ગયો.

૧૭૫૯ અહમદ દુરાની ચોથીવાર આવ્યો પણ ફોજમાં મરકી ચાલવાથી પાછો ગયો.

૧૭૬૧ અહમદ દુરાનીને મરેઠા વચ્ચે પાણીપતની પાંચમી લડાઇ થઈ તેમાં મરેઠા મરાણા.

૧૭૮૬ ગુલામકાદરે બીજા શાહઆલમને આંધળો કર્યો.

૧૮૦૩ લોર્ડ લેકે આંધળા શાહને દિલ્લી લઈ કેદમાંથી છોડયો.

૧૮૫૮ મહમદ બહાદુરશાહને રંગુનમાં કેદ કર્યો.

૧૮૬૨ મહમદ બહાદુરશાહ રંગુનમાં મરી ગયો ને મોગલવંશની સમાપ્તી થઇ.

---

# ઇતિહાસમાંથી કાઢેલા અગત્યના પ્રશ્નો.

અયોધ્યાના જૂના રાજ્યની હકીકત બોલો? ૨ શ્રી કૃષ્ણની વાત બોલી જાઓ? ૩ ઈ. સ. પૂ. કયા કયા પરદેશી રાજાઓએ હિંદુસ્તાન ઉપર હુમલા કર્યા તે બોલો? ૪ વિક્રમાજીતને શાલીવાહનનું વર્ણન કરો? ૫ જૂનાગાં જૂના વલ્લભીપુરના રાજ્યની હકીકત બોલો? ૬ મહમૂદ ગીજનીની સ્વારીઓ સાલવાર હકીકત સાથે કહો? ૭ મહમદ ગીજનીના ગુણ દોષ તથા કરેલાં કામો બોલો? ૮ શાહબુદીન ગોરીની સ્વારીઓનું વર્ણન કરો? ૯ હીંદુસ્તાનમાં પ્રથમ મુસલમાની રાજ્યનો પાયો કોણે ને ક્યારે નાંખ્યો? ૧૦ અલ્તમસે કયા કયા દેશ કઈ સાલમાં જીત્યા? ૧૧ સ્ત્રી રાજ્ય કર્ત્તા તરીકે મુસલમાનમાં કોણ થઇ ને તેની રીતભાત કેવી હતી? ૧૨ નાસરૂદીન ફકિરી ચાલનો શા કારણથી હતો ને કૈકુબાદમાં કયા નઠારા ગુણ હતા? ૧૩ અલાઉદ્દીને ક્યાં સુધી દેશ જીત્યો ને તે ખૂની શા કારણથી કહેવાતો હતો? ૧૪ મહમૂદ તઘલખે કયો નવો ધારો કર્યો ને તેનાં ગાંડાઈનાં તથા જુલમનાં કામોનું વર્ણન કરો? ૧૫ ફીરોજુદ્દીને લોકોપયોગી ક્યાં ક્યાં કામો કર્યાં? ૧૬ તૈમુરલિંગે હિંદુસ્તાન ઉપર કઇ સાલમાં ચડાઈ કરી તેનું વર્ણન કરો? ૧૭ બાબરે કેવી રીતે વેહેમી ક્રિયા કરી કે જેથી તે મરણ પામ્યો ને તેણે કયું પુસ્તક બનાવ્યું છે? ૧૮ હુમાયું ને કેટલા ભાઈ હતા ને તેને રાજ્ય પાછું લેવરાવવામાં કોણે મદદ કરી? ૧૯ અકબર કઇ સાલમાં ને ક્યાં જન્મ્યો ને તેણે કયા કયા દેશ કઇ કઈ સાલમાં જી-

ત્યા? ૨૦ અકબરના સરદારોનાં નામ ને તે શા શા કામગાં હુશિઆર હતા ? ૨૧ અકબરના વખતમાં બંધાએલી જમાબંધીની રીત બોલો ને તેવીજ રીતે બીજે કયે ઠેકાણે ને કોણે બાંધી હતી? ૨૨ અકબર સૌથી સારો પાદશાહ કહેવાયો છે તેના પુરાવા આપો? ૨૩ અકબરના ગુણ દોષનું વર્ણન કરો ? ૨૪ જહાંગીર કોની સાથે ને શી રીતે કઇ સાલમાં પરણ્યો ? ૨૫ જહાંગીરની રાજ્ય નીતિનું વર્ણન કોણે ને શી રીતે કરેલું તે બોલો ? ૨૬ અકબર, જહાંગીર, શાહજાહાં ને ઔરંગજેબના વખતમાં રાજ્યની ઉપજ કેટલી હતી? ૨૭ જહાંગીરના વખતમાં કયા સરદારનું જોર હતું ને તેણે શું કામ કર્યું? ૨૮ જહાંગીરના વખતગાં કયો અંગ્રેજ કઇ સાલગાં આવ્યો ને તેની લખેલી હકીકત રાજ્ય વિષેની બોલો? ૨૯ શાહજહાંએ કઈ નવી રીત દાખલ કરી કે જેથી તેને ઘડપણમાં દુઃખ ભોગવવું પડ્યું ? ૩૦ શાહજહાં કઈ સાલમાં માંદો પડ્યો ને તેને કોણે કેદ કર્યો? ૩૧ શાહજહાંએ કઈ કઇ ઈમારતો બંધાવી? ૩૨ શાહજહાંના પુત્રોની શી અવસ્થા થઈ? ૩૩ ઔરંગજેબે કેવી રીતે રાજ્ય લીધું? ૩૪ ઔરંગજેબે કયા કયા દેશ જીત્યા? ૩૫ અકબર ને ઔરંગજેબનો તથા શિવાજી ને ઔરંગજેબનો મુકાબલો કરો? ૩૬ ઔરંગજેબનો કયો શત્રુ દક્ષિણમાં થયો તેની ટુંકી હકીકત બોલો ? ૩૭ ઔરંગજેબે હિંદુ ઉપર શો જુલમ કર્યો ? ૩૮ શીખ ધર્મના લોકો ક્યાં ઉત્પન્ન થયા ને તેના કયા કયા

સરદારો કોની સાથે લડી મુઆ? ૩૯ બહાદુરશાહ શાં કારણથી સુખે રાજ્ય ન કરી શક્યો? ૪૦ જહાંદારશાહ ને ફરોકશીરની લડાઇ ક્યાં થઈ? ૪૧ સૈયદ અબદુલાને સૈયદ હુસેન કોણ હતા ને શું કામ કરતા? ૪૨ નાદિરશાહ કોણ હતો ને તેણે શું કામ કર્યું? ૪૩ અહમદ દુરાની હિંદુસ્તાન ઉપર કેટલીવાર ને કઇ કઇ સાલમાં ચડી આવ્યો? ૪૪ મોગલવંશની પડતીનાં કારણ બોલો? ૪૫ ગુલામકાદર કોણ હતો ને તેણે શું કામ કર્યું? ૪૬ મહમદ બહાદુરશાહને શા કારણથી ક્યાં કેદ કર્યો ને તે કઈ સાલમાં મરી ગયો? ૪૭ પાણીપતની લડાઈઓની હકીકત પરિણામ સાથે સાલવાર બોલો? ૪૮ શિરશાહે કયો રસ્તો બંધાવ્યો ને તે કેવી રીતે મરણ પામ્યો?

—o*o—

# પાંચમી ચોપડીના કઠણ શબ્દો ને તેના અર્થ.

મિજાજ=સ્વભાવ, તબીયત.
ગુસ્સો=રીસ, દાઝ.
રોષ=દાઝ,રીસ.
પક્કી=ખરેખરી, બરાબર. [રી.
પરીક્ષા=તપાસ,ચોકસી, ખાત-
ડાહ્યો=સમજુ.
દુનિઆ=જગત્, સંસાર.
પરમેશ્વર=પ્રભુ, ઈશ્વર.
મશકરી=ઠેકડી, લાંઠી.
સ્વભાવ=ટેવ.
યત્ન=મેહેનત.
હિંમત=છાતી.
દુર્ગુણ=નઠારા ગુણ.
પ્રાણી=જીવવાળા, જેનામાં જીવ છે તે.
બચ્ચાં=નાનાં બાળક.
શ્વાસ=દમ.
છિદ્રો=કાણાં.
ઘુડ=એક જાતનું પક્ષી.
ચિત્ર=છબી.
સિંધવ=એક જાતનો ખાર. મીઠાને બદલે વપરાયછે તે.
એશિઆ, યુરોપ, આફ્રિકા, અમેરિકા } ખંડનાં નામછે.

મૂર્તિઓ=પ્રતિમાઓ.
ઉત્પન્ન=પેદા થવું તે.
દુર્બળ=બળ વગરનું.
ઋતુ=મોસમ.
કુંપળ=નવાં ઝીણાં પાંદડાં.
હુંફાળો=ગરમ.
વચ્ચોવચ=મધ્ય ભાગે.
જગત્કર્ત્તા=દુનિઆનો બનાવનાર.
પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ } દિશાઓનાં નામ છે.
હિંદુસ્તાન=હિંદુનું રહેવાનું ઠેકાણું.
નામીચું=પ્રખ્યાત.
આફતો=અડચણો.
કિલ્લો=કોટ, ગઢ.
માજી=જૂનો, મોમલો, પેહેલાંનો.
કલેકટર=જીલ્લાનો ઉપરી અમલદાર.
માજીસ્ત્રેટ=અમલદાર.
આસિસ્ટંટો=મદદ કરનારા.
અંગ્રેજ=ગોરાલોક, ઇંગ્લાંડના રહેવાસી.

ફિરંગી=પોર્તુગીઝ, પોર્તુગાલના રહેવાસી.
શરિઆમ=મોટો, ઘણા લોકનો આવ જાવનો હોયતે.
દરિઆ મેહેલ=દરિઆને કાંઠે બાંધેલો મેહેલ.
મ્યુનિસિપાલ=શેહેર સુધારા ખાતું.
સ્ટેશન=ઠેકાણું, મુકામ, જગ્યા ગાડી ઉપર ચડવાઉતરવાનું ઠેકાણું.
યુરોપિઅન=યુરોપ ખંડના રહેવાસી.
લક્કડ=લાકડું.
ડક્કો=ધુરજો.
નિરૂપયોગી=નકામું.
સ્વપ્ન=સ્વેણું.
નિરધાર=નક્કી.
મિથ્યા=ફોકટ.
મહિમા=મોટાઇ, લીલા.
રિદ્ધસિદ્ધ=પૈસાને મનની ધારણા પારપડવી તે.
મર્કટ=વાંદરો.
મદિરા=દારૂ.
ઈકન્યુમન=ઝીણાં જનાવર.
અદ્ભૂત=નવાઇ જેવું.
શિકાર=જનાવરને મારી ખાઈ જવું તે.

સ્થિર=હાલેચાલે નહીં એવો.
મુડદાં=જીવવગરનુ ખોખું.
વ્યાધી=રોગ.
પ્રસાદ=ભોજન, જમણ.
કુટુંબ=વંશ.
હથિઆરો=ઓજારો.
જાદાજૂદા=નોખાનોખા.
સ્થિતિસ્થાપક=જે ચીજને વાળીએ ને પાછી હતી તેવી થઇ જાય તે.
ઇતરાજી=અપ્રીતિ, ગેરમેહેરબાની.
વિશ્વાસ=ભરૂસો.
હિમાયતી=રખેવાળ
સૂગ=ખરાબ વાસ.
નિરાંત=સુખ.
વિજોગ=જૂદા પડવું તે.
હીજરાયો=દુઃખી થયો.
નર્યા=એકલા, નિરોગી.
ઇંગ્લાંડ=અંગ્રેજ લોકનો દેશ.
મિનિટ=કલાકના આઠમો ભાગ.
શેફીલ્ડ=ઇંગ્લાંડમાં શહેરછે.
રળિઆમણું=શોભિતું.
મુશ્કેલી=કઠણાઈ.
અવસ્થા=હાલત.
કમિટી=મંડળી, પંચ, ટોળી,
વિદ્વાન=પંડિત,

વર્ણન=વાત.
પિંડ=શરીર.
મદાંધ=મદમાં આંધળો.
ક્રૂર=ઘાતકી.
નિશાન=નિશાની, એધાણ.
વિનાશ=નાશ, મારી નાં·
ખવું તે
મહારાષ્ટ્ર=હિંદુસ્તાનમાં પ્રાં-
ત છે.
હિમાલય=પર્વત છે.
લશ્કર=ફોજ.
વિકટ=ભયંકર, ઉજડ.
લડવૈયા=લડવામાં બહાદૂર.
ઇશાન
અગ્નિ
નૈઋત્ય
વાયવ્ય
} ખૂણાનાં નામ છે.
વિંધ્યાચળ=પર્વતછે.
બ્રહ્મપુત્રા=નદીછે.
નાળિએરી=નાળિએરનું ઝાડ.
કરિઆણું=વસાણું.
ચિત્તા=દીપડા, નાના વાઘ.
વનસ્પતિ=લીલોતરી.
અધિકારી=અમલદાર, ઉપરી.
ગુન્હો=વાંક.
હકૂમત=હુકમ, અમલ.
મિલકત=દોલત.
રાજનીતિ=રાજ ચલાવવામાં
સારી રીતે ચાલવું તે.
બ્રાહ્મણ=સૌથી ઉંચી જ્ઞા-
તિછે.
ગ્રંથ=પુસ્તક.
કૃષ્ણ=માણસનું નામછે.
સ્થાપ્યું=સ્થાપન કર્યું, બેસા-
ડ્યું.
દ્વારિકા=જાત્રાનું ઠેકાણું.
દિલ્હી=શેહેર છે.
કાશ્મીર=પ્રાંત છે. [જા.
ચંદ્રગુપ્ત=ગહાર પ્રાંતનો રા-
બુદ્ધ=ધર્મના પંથનું નામછે.
વિક્રમ=માળવાનો રાજાહતો.
પરાક્રમી=કોઇથી જીતાય ન
હીં એવો ભારે કામનો
કરનાર.
વલ્લભી નગર=આગળ વળા
ગામની પાસે શેહેર હતું.
ખંડિએર=પડી ગયેલાં ઘર-
ની નિશાની હોય તે.
અણહિલવાડ=શેહેરનું ના-
મ છે.
સંસ્થાન=રાજાના તાબાનો
મુલક.
વૈભવ=સુખ.
કીર્ત્તિ=જશ, વખાણ.
સદ્ગુણ=સારાગુણ.
પુસ્તક=ચોપડી.

ઉદ્યમ=ધંધો, રોજગાર.
સ્થાવર=ખસે નહીં એવો.
હિસ્સા=ભાગ.
તાન=સમજણ.
બેતૃતીયાંશ=ત્રણ ભાગ માંહેના બે ભાગ.
લૂણ=મીઠું.
પારદર્શક=જે વસ્તુમાંથી આરપાર (સોંસરૂં) દેખાય તે.
રૂપિઆ=ગણણી નાણું.
બળાત્કાર=જોર જુલમ.
વિનંતિ=અરજ, નમનતાઇ.
સ્નેહ=હેત.
ક્લેશ=ઝઘડો.
વિવેક=સારૂં નઠારૂં વિચારવું તે.
વિશ્વ=જગત્, દુનિઆ.
વિમાસણો=પસ્તાવો.
વટેમાર્ગુ=મુસાફર,રસ્તે જનાર.
અંગજ્ઞાન=શરીરનું ભાન.
તર્કશક્તિ=વિચાર કરવાની શક્તિ.
જન્મ્યું=પેદા થયું.
સોચના=દીલગીરી.
વાદવિવાદ=તકરાર.
મરૂડી=ઝુંપડી.
વત્તી=વધારે.

પ્રેરણા=બુદ્ધિ.
મનુષ્ય=માણસ.
ભક્તિ=સેવા.
પંક્તિ=વર્ગ.
ઉત્તમ=મોટો.
બુદ્ધિ=અક્કલ.
જુક્તિ=કળા.
મુક્તિ=મોક્ષ, સ્વર્ગ.
ચિત્તે=મનમાં.
ચિંતા=ફિકર.
નિત્ય=રોજ.
બિલોરી=કાચની જાતછે.
પ્રવાહી=રેલો ચાલે એવું.
ચિત્રામણ=ચિત્ર.
ફ્રાન્સ=દેશનું નામછે.
વિદ્યાશાળા=નિશાળ.
પ્રતિષ્ઠા=સ્થાપના.
પથ્થર=પથરો, પાહાણો.
ગણપતિ=ગણેશ.
મૂરત=સારૂં કામકરવાનો વખત.
હિમાચાર્યજી=જૈનના સાધુ હતા.
સહસ્ત્રલિંગ=હજાર દેરીઓ.
સિદ્ધરાજ જયસિંહ=ગુજરાતનો રાજા.
કુમારિકા=કુંવારી છોડી.
અરૂણપ્રકાશ=સૂરજનું તેજ.

સૈબીરિઆ=રૂશિઆ.
અતિશે=ઘણુંજ,વધારે,ઝાઝી.
ઠીંગણાં=ટુંકા, નીચાં.
કદરૂપાં=રૂપવગરનાં.
કામસ્ચાટકા = રૂશિઆમાં દ્વીપકલ્પ છે.
ઉત્પત્તિ=પેદાશ. [રાજા
જયશિખરી = પંચાસરનો
જોદ્ધા=લડવૈયા, બહાદૂર.
ગર્ભવંતી=ગર્ભવાળી, ઓ-ધાનવાળી.
ફળાદિ=ફળ વગેરે.
સિદ્ધપુર=શેહેરનું નામ છે.
સમાપ્તી=સંપૂર્ણ.
મહા સમર્થ=ઘણા જોરાવર.
સરસ્વતી = સિદ્ધપુર પાસે નદીછે
શ્રીસ્થળ=(શિહોર)શેહેર છે.
ધિજની=કાબુલમાં શેહેરછે.
તુર્કસ્તાન=એશિઆમાં દે-શ છે.
સબકતગીન=ધિજનીનો બા-દશાહ.
દ્રવ્ય=પૈસો, ધન, દોલત.
આપઘાત= પોતાની હાથે વગર મોતે મરવું તે.
વતન=પોતાનો દેશ.
આલસ્સા=તાબે.

પ્રાર્થના=સેવા,કાંઇ માગવું તે.
શિવલિંગ=શિવની મૂર્ત્તિ.
તંગાશ=ખૂટકો, તૂટો.
ફર્દુસી=મહમૂદ ઘિજનીના વખતમાં કવિ હતો.
ઇતિહાસ=વાત, હકીકત, તવારીખ.
સૂબો=ઉપરી. [મ.
અલાઉદ્દીન=બાદશાહનું ના-
તખ્ત=ગાદી.
ગ્યાસુદ્દીન=બાદશાહનું નામ.
શાહબુદ્દીન=બાદશાહનું ના-મ.
મર્યાદશીલ=આબરૂવાળો, લાજવાળો.
કુટુંબસહિત=કુટુંબસુદ્ધાં.
પૃથુરાજ=અજમેરનો ચો-હાણ વંશનો રાજા.
દત્તક=ખોળે લીધેલો.
સ્થાનેશ્વર=શેહેરનું નામ.
તિરૈરી=વાયવ્ય પ્રાંતમાં પ્રાં-ત છે.
કર્નાળ=દિલ્લી પાસે ગામછે.
દુશ્મન=શત્રુ.
સહીસલામત=હીમખીમ, કુશળ.
ખુનસ=ઝેર.
બકતર=લડાઈ કરતી વખતે

પેહેરવાનો લોઢાનો પોશાક.
હલ્લો કર્યો= છાપો માર્યો.
સેનાપતિ=ફોજનો ઉપરી.
સરકર્યાં=તાબે કર્યાં.
કુતબુદીન=બાદશાહનું નામ.
નામના=મોટાઇ.
સ્વતંત્ર=પોતાને તાબે, કોઈને તાબે નહીં તે.
સાવધ=હુશીઆર, સાવચેત.
સુસ્ત=આળસુ.
ઠારકર્યા=મારીનાંખ્યા.
દાથરો=કચરોટ.
વદ્દી=વિદ્યા.
કંડીયા=વાંસડાની ચીપોના ઉંડા ટોપલા.
મૃગ=હરણ.
શ્વાન=કૂતરો.
સમસ્યા=જેનો અર્થ ઝટ સમજાય નહીં તે.
નિર્બળ=કમજોર.
સુક્ષ્મદર્શકયંત્ર=ઝીણી વસ્તુ દેખાડનારો સંચો
ચોખ્ખા=સાફ.
પ્રખ્યાત=વખાણાએલું.
રમણિય=શોભિતું.

મલ્હારરાવ=માણસનું નામ.
વિશ્વામિત્રિ=નદીનું નામ.
નિર્મળ=ચોખ્ખું.
પુષ્કળ=ઘણુંજ, ઝાઝું.
આલ્પ્સ=પર્વતનું નામ.
લિપી=લખવાની રીત.
ખ્રિસ્તી=ખ્રિસ્તનો ધર્મ માનનારા.
પરવા=ગરજ.
પ્રીતિ=હેત.
સ્વધર્મી=પોતાનો ધર્મ માનનારા.
દૃષ્ટાંત=દાખલો, પુરાવો.
નિંદક=નિંદા કરનાર.
લક્ષ=લાગ, ધ્યાન.
ઓલાદ=કુળ, વંશ.
હોશિઆરી=ખબરદારી.
અલ્તમશ=બાદશાહનું નામ.
જંઘિસખાં=મુગલોનો બાદશાહ.
ઉજ્જન=શેહેરનું નામ.
મહાકાળેશ્વર=મોટી કાળીકા માતા.
કુતબમિનારો=કુતબુદીનનો બંધાવેલો મિનારો.
દૃઢ=પાકો, નક્કી, નિશ્ચય.
મવજુદીન=બાદશાહનું નામ.

સત્તા=અખત્યાર, હુકમ.
એલચી=વકીલ.
સન્માન=સારૂં માન, સારો આવકાર.
વિસામો=આરામ, અટકવું તે.
નિર્દયપણું=ઘાતકીપણું.
નિજામુદીન=કૈકુબાદનો વજીર.
સહવાસ=સાથે રહેવું તે.
દીવાન=કામદાર.
અફઘાનિસ્તાન=દેશનું નામ.
કટ્ટો=મોટો, કડવો, જબરો.
ફિતૂરી=તોફાની, લુચ્ચો.
જાસ્તી=વધારે.
ઇલીચપુર=ગામનું નામ.
દેવગિરિ=ગામનું નામ.
નિભાવ=ગુજારો.
કદાચિત=કોઈ વખત.
નિશ્ચય=નક્કી.
ચઢિઆતો=મોટો, સરસ.
વિશ્વાસઘાતી=કોઇને વચન આપીને પછી મારી નાંખવું તે.
ગ્રેટબ્રિટન=યુરોપખંડમાં દેશ.
ટેમ્સ=લંડનની પાસે નદીછે.
વિક્ટોરીઆ= માહારાણીનું નામ છે.

વિધવિધ=જૂદી જૂદી.
વિજય=વધારે કીર્ત્તિ.
જગત્ પતિપણું=દુનિઆનું ઉપરીપણું.
કૃપાનિધિ=દયાના ભંડાર ઇશ્વર.
પરિવાર=વંશ.
શિકલ=ચહેરો.
નામાંકિત=પ્રખ્યાત.
સ્તંભ=થાંભલો.
સિંહાસન=ગાદી, તખ્ત.
ગૃહસ્થો=પૈસાદાર લોકો.
આગાસૈકોર=ડુંગરનું નામ છે.
પોટેશ્વર=મહાદેવનું નામ છે.
ગુમાસ્તા=ચાકર.
અર્પણ= કોઈને બખશિસ આપવું તે.
જ્વાળામુખી=બળતોપહાડ.
તેલ દિવેલ=દિવે બાળવાનું તેલ.
આપસ્વાર્થી=પોતાની મતલબ સાધનાર.
સિદ્ધાચળ=શેત્રુંજો, સિદ્ધગિરિ.
શ્રાવક=જૈન.
શિલાલેખ=પથ્થર ઉપર કોતરેલો લેખ.
આદીશ્વર=રીખભદેવ, પેહેલા તીર્થંકર.

સદાવ્રત=હમેશનો નિયમ. ગરીબ સાધુને દરરોજ આપવાનું નિયમ.
ભૂમધ્યસમુદ્ર=સમુદ્રનું નામ છે.
કિરણ=પ્રકાશ, તેજ.
નિમકહલાલ=જેનું અન્ન ખાય તેનું સારૂ કરનાર.
હિંસારી=હિંસા કરનાર મારી નાંખનાર.
નિર્ખતા=જોતા, દેખતા.
ભાગ્યશાળી=નસીબવાળો.
બેશુદ્ધ=ભાનવગરનો.
જગન્નાથ=પરમેશ્વર.
નિમકહરામી=ખાઇને ખોદનાર.
પુતલુધખાં=મોગલોનો સરદાર
નિર્દય=દયાવગરનો, પાપી.
સિંહલદ્વીપ=લંકા.
ચિતોડ=શેહેરનું નામ.
અહંકાર=અભિમાન, મદ. હું કરૂં તે ખરૂં.
ઓચિંતો=અજાણ્યો.
નસંતાનગયું=કુળનો નાશ થયો
ગોળાર્દ્ધ=અરધો ગોળ.
ભોગજોગે=કદાપિ કોઇ વખત.
કોલમ્બસ=વહાણવટીનું નામ.
વિશેષે કરીને=ઘણું કરીને, વધારે
કુલ્હી=કુલડી.
યુક્તિબંધ=બરાબર, નિયમસર
વશીકરણ=વશ કરવું તે.
તીર્થ=જાત્રા.
અપશુકન=નઠારાં શુકન.
સ્વચ્છ=ચોખ્ખું.
લક્ષ્મી=પૈસો, ધન, દોલત.
ખિચોખિચ=ભરપૂર.
ઈસ્પિતાલ=દવાખાનું.
દાક્તર=વૈદ. [ટછે.
આસ્ટ્રેલિઆ=એક મોટો બે-
ન્યુઝીલાંડ=એ બેટ છે.
કુકર્મ=નઠારાં કામ.
ન્યાયાધીશ=ન્યાય કરનાર.
દરમાયા=પગાર.
શિક્ષક=ભણાવનાર, શીખવનાર.
અભ્યાસ=મહાવરો.
એકલશૂરો=બીજાની ફિકર ન રાખે એવો.
પાસિફિક, આટલાંટિક, હિંદી } મહાસાગરનાં નામછે.
વિસ્તાર=ફેલાવો.
પ્રકાશ્યું=ચળકયું, ઝગઝગ્યું શોભવા લાગ્યું. [છે.
ઐનુલમુલ્ક=માણસનું નામ
ફિરોજુદ્દીન=બાદશાહનું નામ.
રાજચિન્હ=રાજ્યની નિશા-

ની.
અભયવચન=બીક ન લાગે એવાં વચન.
પુરૂષ=નર, માણસ.
આસ્તિક=પરમેશ્વર છે એમ માનનાર.
નાસ્તિક=પરમેશ્વર નથી એમ માનનાર.
ઈંડિઅન=અમેરિકાના અસલ રહેવાસી લોક.
ઇશારત=નિશાની, એંધાણ પારસી, અણસારો.
આલિંગીને=અડકાડીને.
બિરાજી=શોભી, દીપી.
સિસોળીઆં=સાહુડીનાં પીછાં.
દિંગ=નવાઇ લાગે તે.
ચખિઆ=આધરો.
દિલાસો=વિશ્વાસ, ભરોસો.
ઘુંટણપુર=ઘુંટણ જેટલો.
દેદિસી=આશિઆળી.
વિભકિત=વધારે ભાગવા પણું સાત છે.
દૂરબીન=જે વસ્તુમાંથી જોવાથી છેટેની વસ્તુ પાસે દેખાય તે.
ઈત્યાદી=એ સિવાય બીજા, વિગેરે.

વિશેષણ, ક્રિયાપદ, અવ્યય } શબ્દનાપ્રકારછે.
વર્તમાન, ભવિષ્ય } કાળનાં નામછે,
ઉભયાન્વયી, કેવળ પ્રયોગી } અવ્યયનાં નામછે.
સૃષ્ટિ=દુનિઆ, જગત્.
સંપતિ=દોલત, ધન, પૈસો.
નિજ=પોતાની.
કિંમત=મૂલ.
વક્કર=ભાર, બોજ.
સત્યવાદી=સાચું બોલનાર.
તિરસ્કાર=ધિક્કાર, ફિટકાર.
ઇબ્રાહિમ=બાદશાહનું નામ.
શખ્સ=માણસ, જન.
બાળચરિત્ર=બાળકની વાતો.
બાકત્રિઆ=તાર્તરીમાં પ્રાંત છે.
લુધિઆના=પંજાબમાં શેહેર છે.
આયુષ્ય=ઉમર, જીંદગી.
પ્રદક્ષિણા=ફેરો, આંટો, આસપાસ ફરવું તે.
વૃત્તાંત=હકીકત, વાત, વર્ણન.
મળતિઆ=ગોઠિઆ, ભાઈબંધ, મળતા આવે તેવા.
વિસાત=માલ કિંમત, પૈ-

સો, ધન.
નિર્ધન=ગરીબ, પૈસાવગરનો.
અદાવત=દાઝ ઝેર. ઈર્ષા.
કમનસીબ=અભાગ્યો.
રહેણી=રીતભાત.
જાન=જીવ, નુકસાન.
કષ્ટનષ્ટાષ્ટક=દુઃખ નાશ પામે એવા આઠ દોહરા.
દ્રષ્ટિ=નજર. ધ્યાન.
દૈત્ય=રાક્ષસ.
બિહામણું=ભયંકર.
વખાના ગાર્યા=ભૂખને લીધે, દુઃખને લીધે.
નિહાળી=તાકીને, ધારીને.
સ્વાધિન=પોતાને તાબે.
અલમસ્ત=જબરો, બળવાળો.
ઉદક પ્રવાહ=પાણીનું વહેવું તે.
વિગત=હકીકત, વાત, વર્ણન.
સજ્જડ=મજબૂત.
ઉષ્ણતાબાઇ=અગ્નિ,ગરમી.
આશિર્વાદ=સારાં વચન, બોલવાં તે, દુવા.
ઇર્ષા=અદેખાઇ, દાઝ ઝેર.
ચિઠ્ઠી=કાગળનો કડકો, લખવો તે.
ફિટકાર=તરસ્કાર, ધિક્કાર.
ગિરિરાજ=પર્વતનો રાજા.

---

# પાંચમી ચોપડીની કવિતાની સમજુતી.

## કવિતા ૧ લી અખાના છપ્પા.

એક અફીણ ને બીજી સુસ્તી એ બેમાં એવો સ્વાદ છે કે જેમ જેમ વધારે ખાતો જાય, (અફીણ વધારે ખાય ને આળસ વધારે રાખે) તેમ તેમ શરીરે ને બુદ્ધિએ નબળો થતો જાય. જો મૂકે તો તેનું કામ થાય નહીં તો અખો ભગત કહેછે કે તે ખાનારો મરશે. (દુઃખી થઈને) ૧. જેમ કોઈ માણસ ઉંઘી ગયો હોય ને સ્વપ્નામાં જા-

ણે કે ખાઉંછું; ખાસ ખરો પણ માંહે તો ભૂખ, ને પે-
ટનું પડખું તો ખાલીને ખાલી; એમજ અખો ભગત કહે
છે કે વગર વિચારે ભણ્યું તે નક્કી ફોકટ સમજવું. ૨.
સુખીઆં ને દુઃખીઆં બહુ દેખાયછે પણ તે બધાં પૈસા-
નાંજ દેખાયછે; (પૈસો હોય તો સુખી ને પૈસો ન હોય તો
દુઃખી.) સુખીઆં હોય તે જરાવારમાં દુઃખીઆં થઇ જાય
છે, ને દોલત, શરીર, ને આબરૂ જતાં રહેછે; ગરીબ હ-
તા તે રાજા બન્યા, અખો ભગત કહેછે એ બધી માયાં-
નીજ લીલા છે. ૩. જરાવારમાં દોલત આવે ને મનની
ધારણા પૂરી થાય, ને જીવ જાણે કે હું એ બધાનો ધણી
છું; (પણ) જેમ વરઘોડામાં ઘણા સાએલા (માણુસો) ભે-
ગા થાયછે ને જરાવાર રહીને તે વીખરાઇ જાયછે (તેમ)
અખો ભગત કહેછે કે માયા કેવી રીતે ફજેત કરેછે.
તે ખાતાં ખાંડ જેવી ને આવતાં રેતી જેવી લાગેછે. (મ-
તલબ કે માયા મળે તો સારી લાગે ને તેનો ઉપયોગ કર-
તાં નઠારી લાગેછે ) હલકુ માણુસ (હોય) ને તે વધારે
ભણ્યો (હોય), કજીઆળી વહુ (હોય) ને વળી (તેણે) દીકરો
જણ્યો (હોય) મારે એવો સાંઢ (હોય) ને વળી ચોમાસા-
માં (લીલાં ઘાસ ખાઈને) મહાલ્યો (હોય) કરડે એવો કૂ-
તરો (હોય) ને વળી (તેને) હડકવા હાલ્યો (હોય) વાંદરાએ
વળી દારૂ પીધો (હોય) (વાંદરાં અટકચાળાં હોય તે વળી
દારૂ પીએ એટલે વધારે અટકચાળાં કરે.) અખો ભગત
કહે છે કે એ બધાથી સબળા બીએ. ૫.

## કવિતા ૨ જી પ્રાણી ઉપર દયા રાખવા વિષે.

જુઓ દુઃખથી જેમ આ આપણું શરીર, દુઃખી થાયછે તેમ તે બિચારા પ્રાણીને દુઃખ દીધાથી તે પણ દુઃખી થાયછે; જરૂર જીવ જાણીને અહંકારમાં આંધળા થઈને મારશો નહીં. હે ભાઇ, મનમાં દયા રાખો ને પ્રાણીને દુઃખ ન દો. ૧. જુઓ શરીરના બધા ભાગો પરમેશ્વરે બનાવેલા છે, અને તમારાથી લાખ વાતથી તે લગાર પણ બને નહીં. સારો વિચાર કરીને મનમાં જરા વધારે બીક લાવો. હે ભાઇ. ૨. પ્રાણીને ગરીબ જાણીને તેના ઉપર ધબ દઇને પગ મૂકો નહીં, અને હે મિત્ર, જીવ મારીને ખરેખરા ખુશી થશો નહીં; ને એ મારવાની વધારે વાત વખાણીને કહેવી નહીં. હે ભાઇ. ૩. આપણો ને એનો બનાવનાર એકજ ઈશ્વર, તથા તેને પણ તેનો (પરમેશ્વરનો) ઉદારપણાનો પ્યાર મળેલો છે. માટે પરમેશ્વરનું આપેલું સુખ ભોગવીને ભલે હરે ફરે. હે ભાઈ. ૪. શક્તિ ઉપરાંત ભાર ભારીએ ને (વળી) તેને માર કેમ મારીએ, તે બિચારા ગરીબ પ્રાણીના દુઃખનો વિચાર કરીએ (કે તેને કેટલું દુઃખ થતું હશે) હે ભાઇ. ૫. જીવડાના પગ ને પાંખ તોડી પાપનું કામ કરે, શૂળમાં ઘોચી ને, ભોંયમાં ખોશીને ખરાબ ખેલ કરે. અને નિશાન માંડીને (તાકીને જોઇને) બાણ મારી તેનો નાશ કરે. હે ભાઇ. ૬.

## કવિતા ૩ જી વિચારીને બોલવા વિષે.

સારી વાણી બોલવાથી હમેશાં હેત પ્રીત વધેછે,

ને નઠારી વાણી બોલવાથી હમેશાં કજીઓ કંકાસ થાય છે (મટેછે.) અરે ભાઈ જરાએક વિવેક લાવીને જે શબ્દ બોલો તે વિચારીને બોલો. ૧. સારી વાણી બોલવાથી બધું જગત્ વખાણ કરે ને નઠારી વાણી બોલવાથી માણસો તેની આબરૂ જાણે નહીં; (માણસોની) પડતી ને ચડતી જીભ વડેજ થાયછે. (આબરૂની ચડતી ને પડતી). અરે ભાઈ. ૨. જુઓ રૈયત પોપટને (પોતાને) ઘેર પાળે છે ને ઘૂડ (પક્ષી) (પોતાના) માળામાં સુખથી સુઇ શકતું નથી; (પોપટ સારા વેણ બોલેછે તેથી લોકો તેને ઘેર પાળેછે ને ઘૂડ પક્ષી નઠારા વેણ બોલેછે તેથી લોકો તેને પાહાણા મારી કાઢી મૂકેછે, તેનું કારણ તેમની વાણી છે. એમ જાણી હે ભાઇ. ૩. હે ભાઇ, સારા બોલ બોલીને સારાપણું તોલે, નઠારા વેણ બોલવાથી લોકો તેનું નઠારૂં બોલેછે. ગરીબ કે રાજાનો કુંવર હોય કે રાજાની રાણી હોય (પણ જો તે સારા શબ્દ બોલે તો લોકો તેનું સારૂં બોલે ને નઠારા શબ્દ બોલે તો લોકો તેનું નઠારૂં બોલે) હે ભાઈ. ૪. સારી વાણી બોલવાથી દૂધ, દહીં ને ઘી દેશે (છાશને બદલે) ને જેની કીમત ઘણી બેસતી હશે તેના જરા કીંમત લેશે; પણ નઠારી વાણી બોલવાથી કોઈ પવાલું પાણી પણ નહીં પાય. માટે હે ભાઇ. ૫ હે માણસ (તું) મોઢેથી જે વચન બોલ્યો, તે જેમ થૂકેલું ફરી ગળાતું નથી તેમ તે બોલ ફરી ગળાતા નથી; ને પછી પસ્તાશો એવું નુકશાન થશે. માટે હે ભાઇ. ૬ છરાનો ઘા વાગ્યો હોય તો તેનો ઈલાજ મળે, પણ નઠારા વેણનો ઘા કોઈ

દહાડો મટે નહીં; (જેમ) કાચની કોઠીને કાણું પડ્યું હોય તે મટે નહીં (તેમ મનમાં નઠારા વેણનો ઘા વાગ્યો હોય તે ખસે નહીં.) માટે હે ભાઈ. ૭ સારો કે નઠારો તોપનો અવાજ હવામાં દોડગો જતો હોય તેને તમે કહો કે કેમ અટકાવી શકાય; (તેમ ભડાકારૂપી વાણીનો સારો કે નઠારો બોલ નીકળ્યો હોય તે અટકાવી શકાવાનો નહીં) માટે હે ભાઇ. ૮. વિચારીને બોલ બોલશો, તો તમારૂં કામ કોઈ દિવસ બગડશે નહીં; દલપતરામ કવિ કહે છે કે ભાર વકકર તો સારા માણસોજ રાખે છે.

## કવિતા ૪ થી. માનોગુણ ભાગ ૧ લો.

જ્યારે હું નાનો છોકરો હતો ને ઘોડાઆમાં સૂતો હતો ત્યારે બહુજ રોઉં તો મને છાનો કોણ રાખતું? મને દુઃખી જોઇને દુઃખી કોણ થાતું? હે ઘણા હેતપળી ને દયાળી મા તુંજ. ૧. પોતે ભીનામાં સૂઇ મને સૂકામાં સૂવાડતું? હું મારા શરીરે દુઃખ પામું તો બધો સ્વાદ કોણ છોડી દેતું? ને મારા સુખ સારૂ કડવાં કડવાં ઓસડ કોણ ખાતું? હે ઘણા. ૨. મને છાતી સાથે લઇને બચી કોણ લેતું? તરતનું બનાવેલું ખાવાનું પોતે છોડી દઇને મને કોણ દેતું? અરે મને મોઢેથી સારાં સારાં ગીત કોણ ગાતું? હે ઘણા. ૩. (હું) પડું કે અથડાઉં તો ખમા ખમા એવાં વચન બોલીને કેની આંખમાંથી હેતનાં આંસુ પડતાં; અને પોતાનું દૂધ કોણ પાતું? (મને કોણ ધવરાવતું) હે ઘણા. ૪. જેથી દુઃખ ને પાપ પણ મટે ને મુઆ પછી સુખ મળે એવી પરમેશ્વરની

ભક્તિ કરવાની રીત કોણ શીખવતુ? મનમાં ફિકર રાખીને મારૂં સારૂ કોણ ઇચ્છતું. હે ઘણા. ૫

### ભાગ ૨ જો.

જેમ જળ સાથે માછલીનું હેત જડયુંછે તેમ (જળ ને માછલી જુદા પડે તો માછલી મરી જાય) આજ હજી તારૂં હેત મારા ઉપર તેવુંને તેવુંજ છે; હિસાબ માંડીને ગણવાથી તે ગણાતું નથી. ઘણા હેત. ૬. હે મા, તેં જે મારી કઠણ ને જેની કીમત, ન થઈ શકે એવી ચાકરી લીધી તે એ બધું સારૂં હું શું ભુલી જઈશ? હમેશાં (તારો) ચાકર થઇને તેનો બદલો વાળી આપીશ. હે ઘણા. ૭ અરે હરખના દેનાર પરમેશ્વર મને મારી મા જેવો ગુણ કરે તેનો બદલો વાળવાનો લાયક વખત તું મને હમેશાં આપજે. ઘણા હેત. ૮. આ ઉપર જે આઠ છંદ કહ્યા તે સાંભળીને શીખી લે ને પછી જો હેતથી રોજ મોઢે કરે તો પરમેશ્વર રાજી થઇને તેને બધે ઠેકાણે સુખી રાખે. આ બધા સારા છંદ દલપતરામ કવિએ બનાવ્યા છે. ૯.

### કવિતા છઠી. સામળ ભટની સમશ્યા.

એક નરજાતિએ (જામાએ) એક નરજાતિને (વરને) મળ્યો, તેથી તેનું (પેહેરનારનું) શરીર શોભેછે; ને તે ઘણો ઉમદો માણસ ગણાયછે, તે તમે સારા માણસો સમજો. ૧. ઉંચા કુળમાંથી (દુધ) પેદા થઈને તેના બાપનો બાપ (છાશનો બાપ દહીં ને દહીંનો બાપ દુધ) તેની સાથે લગ્ન કર્યું, (દુધમાં છાશ નાંખી એટલે તે આધરકે છે

તે) સારા માણુસો તે વાત તમે સમજો. ૨. કુદકા મારેછે પણ તે હરણ નથી, તેમ સસલોએ નથી ને કુતરોએ નથી એનું મોં ઉંચું છે પણ તે મોર નથી, ડાહ્યા માણુસ તમે સમજો. ૩. પીળા રંગનો છે પણ તે પોપટ નથી, કાળા રંગનો છે પણ તે સાપ નથી. અને પાંખો છે પણ તે પંખી નથી ને તે ઉડેછે પણ કાગડો નથી. ૪. (તરવાર) નારીજાતિછે પણ તે બળવગરની નથી; કાળી છે પણ તે કોયલ નથી દર (મ્યાન) માં રહેછે પણ તે સાપણ નથી. એનો ઉત્તર આપ. ૫. (એ) ભણેછે પણ પંડિત નથી, અને (પાંજરામાં) કેદ કર્યોછે પણ તે ચોર નથી, તમે ડાહ્યા હોય તો સમજો કે (તે) સારૂં બોલનાર છે પણ મોર નથી. ૬.

## કવિતા ૭ મી ભલુંભુંડું કરવા વિષે.

(દુનિઆમાં પ્યાર મેળવનારા) મોગરાના બીજ જેવા માણુસના મીઠા બોલ છે; અને કૌવચના (ખાર મેળવનારા) બીજ જેવા માણુસના કડવા બોલ છે. મોગરાનું બી વાવ્યું હોય તો તેમાંથી કોઇ દહાડો કૌવચનું ઝાડ થાય નહીં (એટલે જો માણુસ નાનપણુથી સારા વેણુ બોલવાની ટેવ રાખે તો મોટપણે તે નઠારો થાય નહીં) તેમ કૌવચનું બી વાવ્યું હોય તો તેમાંથી મોગરાનું ઝાડ ઉગશે એવી જરાએ આશા રાખવી નહીં. (એટલે જો નાનપણુથી નઠારા વેણુ બોલવાની ટેવ રાખે તો તે મોટપણે સારો થાય નહીં) એ ઉપરથા એકવાર સારી રીતે વિચાર કરી જોઈએ તો માલમ પડશે કે આપણે જેવાં બી વાવીએ તેવાં ઝાડ

ઉગેછે માટે પ્યારને ખાર મેળવવાનો ઇલાજ આપણા હાથમાં છે તેથી દલપતરામ કવિ કહેછે કે દુનિઆમાં લોકો ઉપર ક્રોધ ન ચડાવવો. આપણે કોઈને નમસ્કાર કરીએ તો તે સામો આપણને નમસ્કાર કરે, તેમજ આપણે કોઇને કદી નિંદીએ તો તે આપણી નિંદા કરે. સાલસ કહીએ તો સાલસ, ખંધો કહીએ તો ખંધો; ચોખ્ખો કહીએતો ચોખ્ખો, ને ગંદો કહીએ તો આપણને ગંદો કહેછે; મતલબ કે આપણે જેવું બોલીએ તેવુંજ તરત સામું માણસ બોલે.

## કવિતા ૮ મી મહારાણીજીની ગરબી.

હે ઇશ્વર. અમે તારી પાસે એટલું માગીએછીએ કે ઘણા હેતવાળી વિક્ટોરિઆ રાણી ઘણાં વર્ષ જીવો. તમે મેહેરબાની કરીને એટલુ આપો કે (જેથી કરીને) અમે અમારા મનમાં ઘણા ખુશી થઇએ વિ૦ ૧. એનો ખસે નહીં એવો હુકમ અમારાપર કાયમ રહેજો, મેહેરબાનીથી હેમ ખેમ રાખી સારૂં કરજો. વિ૦ દિવસે દિવસે (એની) ચડતી કળા થજો ને દોલત વધજો, વળી ભાત ભાતનાં વખાણ પામો. વિ૦ ૨. એના બધા દુશ્મનોનો નાશ કરજો, ને પાપી માણસનાં મેહેનત ફોકટ જજો; વિ૦ વધારે જીતવાળી (વિક્ટોરિઆ) કુંવરીના વધારે જશ વધારજો કે જે દુનિઆનાં ધણીપણાને લાયક છે. વિ૦ ૩. હે પરમેશ્વર એને ખુટે નહીં એટલી દોલત આપજો. ને બધા વખતમાં તેની મદદમાં રહેજો; વિ૦ હે દયાના ભંડાર (ઇશ્વર). એનાં દુઃખો કાપી નાંખજો, ને જેની આબરૂ

દુનિઆમાં ઘણીજ ગવાય. વિ૦ ૪. જેના રાજથી માણસોં સુખી થયાં તેનો શણગાર (ચુડો) અખંડને અખંડ રહેજો; વિ૦ જેના રાજથી (આગળના) જુલમનાં દુઃખ મટી ગયાં, ને મનમાં ઘણોજ હરખ પેદા થયો. વિ૦ ૫. એનો ચોખ્ખો ઇનસાફ આખા જગતમાં હમેશાં ખસે નહીં એવો થજો વિ૦ એની સારી કીર્ત્તિનો દુનિઆમાં જમાવ થજો: કે જેથી કરીને ગુણવાળા માણસો પોતાના પુસ્તકોમાં લખી જાય. વિ૦ ૬. જેની રાજ કચેરી દયા વાળી, દેખાવડી ને સારા ગુણવાળી દેખાયછે; વિ૦ એના મનમાં ચાર ગણી હિંમત આપજો, હે મોટા રાજા, (પરમેશ્વર) એનું રક્ષણ કરો. વિ૦ ૭. જેમ અમરવેલનો વેલો બહુ બહુ વધેછે તેમ એનો પરિવાર વધજો; વિ૦ દલપતરામ કવિ કહેછે કે બધા સારા માણસો એકવાર કુંવરીનો જયજયકાર બોલો. વિ૦ ૮.

**કવિતા ૯ મી ૧૦ મી પિતાની સેવા ભાગ ૧ લો.**

જયારે હું છેક એકલો નાનો છોકરો હતો, ત્યારે બાપાએ મને ખવરાવી પીવરાવીને મોટો કર્યો; ને સારી રીતથી મને ખુશી ખુશી રાખતા, હે પિતાજી. એ (તમારા) સારા ગુણ હું કેમ ભુલું? ૧. (મેં) છાતી ઉપર ચડીને જે વખતે (તમારી) મૂછ ખેંચી તોપણ તમે કોઇ દહાડો મનમાં રીસ લાવ્યા નહીં; ને મેં મોઢેથી જે જે કહ્યું તે તે તમે હા હા કર્યું, હે પિતાજી. ૨. મને સારી શીખામણ શીખવીને સુધાર્યો, વળી વિદ્યા આપીને વિવેક

માં પણ વધાર્યો; (એટલો વિવેક કરતાં પણ શીખવ્યું) ને સારી વાતની સમજણ પાંસરી દીધી (કે હું ઝટ સમજી જાઉં.) હે પિતાજી. ૩ કોઇ દહાડો તમે શરીરે ક્રોડ ક્રોડ દુઃખ વેઠાને પણ મને છાતીમાં લઈને (તમારા શરીરરૂપી) છત્રથી છાયા કરી; વળી જે અંતઃકરણથી ઘણો પ્યાર લાવતા. હે પિતાજી. ૪. મને જોઇને ઘણોજ હરખ પામતા, ને હું મોઢેથી જે વસ્તુ માગું તે મને લાવી દેતા; તમારો એ બધો ઉપકાર નઠારો છોકરો હોય તે ભૂલી જાય. હે પિતાજી. ૫. મોટાં વાંકમાં આવું તો ગરીબ જાણી, દંડ દેતા દયા આણીને દંડ દીધો, અને હેત છોડી દઇને મારા શરીરને કોઇ દિવસ દુઃખ દીધું નહીં. હે પિતાજી. ૬.

## ભાગ ૨ જો.

મને ભણાવી ગણાવી નસીબવાળો કર્યો, તથા હલકા (માણસ જેવી) નઠારી ટેવ હતી તે દૂર કરાવી જેથી કરીને માણસોમાં મારાં વખાણ થવા લાગ્યાં. હે પિતાજી. ૭. જે લાવો લીધો ને જે સારો લાવો લઇશ, હે પિતાજી, હું તે તમારો ગુણ ગણું છું; હમેશાં (મારા) સુખને માટે ઇચ્છાઓ કર્યા. હે પિતાજી. ૮. મને આંખમાં હેતનાં આંસુ લાવી જોતા, ને મને છાતી સાથે રાખીને હાલતા; મેં મોઢેથી સારાં સારાં વેણ બોલતાં. હે પિતાજી. ૯. આજ સુધી હું નાનો બાળક અજાણ્યો હતો, તેથી તમારો એકે ગુણ મનમાં આણ્યો નહીં; હે પિતાજી, હવે હું જાણીતો થયો

ખું. હે પિતાજી. ૧૦. જગતનો ધણી (ઇશ્વર) જો ગને જીવતો રાખશે, તે હું ને તમે જીવતા હઈશું તો હમેશાં સાચા પ્યારથી તમારી ચાકરી કરીશ. હે પિતાજી. ૧૧. આ ઉપર જે સારા છંદ કહ્યા તે હોંશથી જાણીને ગણે તો પિતાની ભકિત પામીને નઠારા નહીં થાય; સારી સમજણ લઇને સારે કામે લાગશે. એ બધા સારા છંદ દલપતરામ કવિએ બનાવ્યા છે. ૧૨.

## કવિતા ૧૧ મી ચોરીના માલ વિષે.

અન્નમાં જેવો કાચો (મૌર્યા વગરનો) પારો ખાવો તેવું ચોરીનું ધન છે; વળી જેવી કાચી હરતાળ ખાવી તેવો ચોરીનો માલ છે. ૧. (પારો ને હરતાળ ફુટી નીકળેછે તેમ ચોરીનો માલ પચતો નથી) જેમ માથા ઉપર મોત ભમેછે તેવો ચોરીનો માલ છે; જેમ કૌવચ અડકે તો ખુજલી થાય તેમ ચોરીના માલને અડતાં પણ પીડા ઉપજેછે. ૨. ગાણાગાં કોઈને ગાળ દેવાનું ગાણું ગાય તો તે છાનું રહેતું નથી તેવો ચોરીનો માલ છે; (કોઈને માથે) ખોટાં તહોમત મૂકે તો તે મૂકનારને શિક્ષા થાયછે તેવો ચોરીનો માલ છે. ૩. જેવો અગ્નિનો ભડકો છે ને તે છાનો રહેતો નથી તેવો ચોરીનો માલ છે; જેમ કોઈ માણસ જીવતી માખ ગળે તે પેટમાં ન રહે (પણ ઉલટી કરાવી બહાર નીકળેછે) તેમ ચોરીની લક્ષ્મી પચે નહીં. ૪. સુધારેલા શાકમાં આખા (સુધાર્યા વગરના) કોળાનું (અજાણતાં) શાક ન થાય તેમ વાસીદું વાળે તેમાં સાંબેલું (અજાણતાં) ન જાય અને (જો જાયતો) તે જોવા જેવો ખેલ કહેવાય તેવો ચોરીનો માલ છે. ૫. (તે

માલમ પડેછેજ.) સાપ છછુંદરને મોઢામાં પકડીને ગળે તો તરત મરી જાય, ને છોડી દે તો તરત આંધળો થાય તેવો ચોરીનો માલ છે. ૬. (એટલે ચોરીના માલ રાખે તો સંતાપ ને નાંખી દે તો સંતાપ.) માળી છીંડે છૂટ રાખે (એટલે લગાર મોટું રાખે અથવા જવા આવવાની છૂટ રાખે) તો બકરું કાઢતાં ઉંટ પેસે (તેમજ ચોરીના માલ આવવાની ઘરમાં છૂટ રાખે તો થોડી ખાધ પૂરતાં મોટી ખાધ પડે) તેમજ વળી ફાંસ કાઢતાં મોટી સાલ પેસીજાય તેવો ચોરીનો માલ છે. ૭. ચોરીની વાત કાંઈ દહાડો રાત છાની ન રહે, તે વાત વાયે ઉડી જાય, જેમ બિલાડી આ મોભથી આ મોભ જાય તેમ તેનો અટકાવ કરતાં પણ અટકાવ થાય નહીં. ૮.

## કવિતા ૧૨ મી સપુત કપુત વિષે.

પોતાનું કમાએલું ખાય (પોતાના) બાપથી સવાગણું મેળવે, પોતાના કુળની ખામી ઢાંકે અને પોતાના શરીરને હમેશાં કામમાં આણે; દુનિઆ તેના પાછળ વખાણ કરે, અને જેનું મન જૂઠ ( ખોટાપણું ) દેખી બળે; સારો માણસ, ભીખારીને અન્ન વિગેરે આપનાર. બળ, તેજ ને જેનું મનશરમથી શરમાઇ જાય એવા બધા સારા ગુણ જેનામાં હોય તેના કવિ શ્લોકો કીર્ત્તિ ગાયછે; સામળભટ કવિ કહેછે કે હું સાચું કહુંછું કે તેને બધા માણસો સારો છોકરો કહેછે. ૧. જેને (પોતાના) કુળની લગારે શરમ નહીં, ને બાપનું મેળવેલું ધન હોય તે પણ ગુમાવે પોતાના દુશ્મનને પગેપડે ને પાપી માણુસ આગળ પોતાનાં દુઃખ ગાય;

પોતાના કુળની ખામી હોય તે ઉઘાડી કરી બધાને મોઢે કહે ને બાપનો બોલ પાળે નહીં; સારા માણસને હેરાન કરે ને પોતાનાં છિદ્ર (નઠારાં કામ) ઉઘાડાં કરે; પારકાને તાબે થઈને જે અન્ન ખાય ને તે બાબતની લગારે શરમ લાવે નહીં; સામળ કવિ કહેછે કે હું સાચું કહુંછું કે તેને બધા માણસો નઠારો છોકરો કહે.

## કવિતા ૧૩ મી સંપ વિષે.

આ દુનિઆ ઉત્પન્નથઇ ત્યારે બધાં માણસો વનમાં રહેતાં હતાં તે વખતે તેમનામાં જરૂરિ સંપ નહોતો, ને બધાં એક બીજાથી બીતાં હતાં. ૧. ઝાડની છાલ ને પાંદડાં પેહેરતાં હતાં ને વગડાઉ ફળ ને ફૂલ ખાતાં હતાં એવી રીતે વનમાં રહી નેં શરીરે ઘણું દુઃખ ખમતાં હતાં. ૨. પછી પરમેશ્વરે તેમને સંપ કરવાની સારી બુદ્ધિ આપી ને એક બીજાની મદદથી આ સારાં ઘરબાર થયાં. ૩. જેમ જેમ સારો સંપ વધતો ગયો તેમ તેમ બધી હરકતો દૂર થતી ગઇ ને કોઇ માણસ દુઃખી ન થાય એવા ધારા બાંધ્યા. ૪. તેથી બળવિનાના ને બળવાળા સૌ સુખી થયા ને બધાં દુઃખ નાશ પામ્યાં તે સંપનું કારણ છે એમ તમે જરૂર જાણો. ૫. સંપમાં સઘળાં સુખ રહેલાંછે ને જ્યાં સંપ નથી ત્યાં દીલગીરી છે, દોલત સંપથી મળેછે ને સંપથી માણસો આબરૂના વખાણ કરે છે. ૬. તાંતણો તોડવાની હીમત તરત બધાગમાં આવે પણ તેનું (વણીને) જાડું દોરડું કરીએ તો કોઇ કાપી શકે નહીં. ૭. પોતાના કુટુંબમાં સંપરાખીએ તો પછી વેરીથી

કાંઇ (નુકસાન) થઇ શકે નહીં. જેમ ઝાડ ઝાડીમાં ટકી શકે પણ એકલું (પવનથી) ઉડી જાય. ૮. છોકરા પોતાની પાસે પડેલા પથરાને ભાગીને ભૂકો કરેછે તેજ પથરાનો કોટ કરીએ તો ચોરની પણ બીક લાગે નહીં. ૯. જ્યારે વરસાદ થાયછે ત્યારે તે જે ધૂળને ધસડી જાયછે તેજ ધૂળની મોટી પાળ કરીએ તો તેનું તળાવ થાયછે. ૧૦. (ધૂળ ભેગી કર્યા-થી પાણીને ખાળે) તેવીજ રીતે માણુસો ભેગા થઇને સઘળે ઠેકાણે સંપ કરો ને દલપતરામ કહેછે કે સુખ દુઃખ ભાગે પડતું ભોગવો. ૧૧.

## કવિતા ૧૪ મી બોલ્યું પાળવા વિષે.

ટેક વગરનાં માણુસો ઘણું બોલી જાયછે પછી પોતાનો એક પણ બોલ પાળતા નથી તેવી નઠારી ટેવ તમે રાખ-શો નહીં. વિચારીને પળાય તેટલા બોલ બોલો. ૧. પોતાનું વચન પૂરેપૂરૂં પાળે તેનો વકકર વધેછે ને જે પોતાનું વચન પાળતો નથી તેનો વકકર ઘટેછે. પછી ભાઇડા કે બાઇડી કોઈ તેનો વિશ્વાસ કરતું નથી. વિચારીને. ૨. નાણું જાયતો ભલે એની હું દીલગીરી કરનો નથી પણ વચન ફોકટ બોલશો (જવાદેશો) નહીં. તમે ગનમાં હીંમત લાવી એવી ટેક રા-ખો. વિચારીને. ૩. ઘણા બહાદૂર સાચું બોલનાર સાંભળ્યા છે કે તેઓ વચનમાં મરીગયા એવી અસલની રીત છે ને તેથી આ જગત્માં તેમની ફાયદો કરનારી આબરૂ વધી માટે વિચારીને. ૪. જે પોતાનું બોલ્યું પાળે તેને મોટો મા-ણુસ જાણુવો ને જે પોતાનું વચન પા ળેનહીં તેને ખરે-

બરો ઘણો નઠારો જાણુવો. હે ભાઇ, તે પોતાનુ મન ઘ- ટાડી દેશે વિચારીને. ૫. (જેમ) જે કૂતરો ભસે તે પગે ક- રડે નહીં તેમ લબાડી પણ બોલે તે પાળે નહીં, બકવા કરે એજ લાજ જવા જોગ વખત છે. વિચારીને. ૬. સુખ થાય કે શરીરે દુઃખ ઉપજે તોપણુ જે રીતે બોલો તેજ રીતે રાતદહાડો રહો તો સારા લોકમાં ભારે લાભ પામશો. વિ- ચારીને. ૭ સૂતા, ઉઠતાં, ને બેસતાંજ સાચીવાત કહો ને જે પળાય એવું ન હોય તો મોટું વચન બોલો નહીં, એથી તમે મોટું ઠેકાણું પામશો. આ સારા છંદ દલપતરામે રચ્યાછે. ૮.

## કવિતા ૧૫ મી કષ્ટનષ્ટાષ્ટક.

હે પરમેશ્વર, હું હમેશાં તમારો ચાકર છું ને હે પ્રભુ તું મને અંતઃકરણથી ઘણો વહાલો છે, તમે મને ઘણો આ- નંદ આપો; હે દયાળુ ધણી મારૂં મોટું દુઃખ કાપો. ૧. હું તો પૂરેપૂરો પાપી ને છેક નઠારો પ્રાણી છું; તોપણુ તમે તો દયાળ દેખાઓ છો જો આપની છાપ છાપો તો મારાં પાપ નાશ પામે. હે. ૨. હે પ્રભુ, સાચામાં સાચો સગો તો તુંજ છે તે સિવાય બધું જૂઠું છે તેની શી વાત કહું. જો આપ મારે માથે આપનો હાથ થાપો તો બધું સારૂ થશે. હે. ૩. મને આ વખતે સુખ કોણુ આપે ને કહો કે મારાં પાપ ને દુઃખ કોણુ કાપે; હું તો નાનો બાળક છું ને આપતો મારા મોટા બાપ છો. હે. ૪. તમે મને આજ આદુઃખથી બચાવો ને દીલગીરીરૂપી દરિઆમાંથી જલદી પાર ઉતારો. હે પ્રભુ,

સઘળાં પાપોનો નાશ કરો. હે. ૫. તમે સર્વ પ્રકારે હમેશાં મારી ખબર લીધી ને દયાળુપણે દુઃખની વખતે મને મદદ કરી આપવિના આ દુઃખનો પોકાર કોણ જાણે. હે. ૬. મનમાં એક આપની આશા રાખુંછું. ને હું ગરીબ આપની આગળ દુઃખનાં વચન બોલુંછું તમે માફ-થવાને સારૂ મારાં પાપનું માફ કરો. હે. ૭. ઘણી ઝડપ લાવીને (જલદી) મારીવારે ચડો; જ્યારે તમારી દૃષ્ટી થશે ત્યારે મારી દીલગીરી નાશીજશે, નેત્યારેજ કાંઇ પણ કંકાસથી કળકળાટ કેમ રહેશે ? હે. ૮. આ કષ્ટનંષ્ટાષ્ટક કોઈ પ્રાણી પરમેશ્વરની પ્રાર્થના પૂરા પ્રેમથી કરે તો તેનાં સર્વ કામ થાય ને અચળ ઠેકાણે ઠરે. આ સારા છંદ દલપતરામે રચ્યાછે. ૯.

## કવિતા ૧૬ મી નામ વિષે.

નામની મોટાઈ રાખનાર કોઇજ પુરૂષ હોયછે. પ્રીતિથી હરિ એવું નામ પાડે પણ તે નાનપણમાં મરી જાય. ૧. રણછોડ નામ ધરાવે ને (એજ) વ્યાજ ભરે, એ મોટી ખોડ છે. જોગીદાસ એવું નામ ધરાવે ને તે પાસે બે બાઇડીઓ રાખે. ૨. સુરજી એવું નામ હોયછે પણ તે આંખે કાંઈ દેખે નહીં. શાકર પેઠે મીઠો એવું નાગ હોયછે પણ તેતો કડવાં વચન બોલેછે. ૩ હીરો, મોતી, ઝવેરદાસ એવાં નામ હોયછે તેનીપાસે કોડી જેટલું નાણું હોતું નથી. મંગળ, સુખમલ, ને કલ્યાણ એવાં નામ હોયછે પણ દાવાનળ દુઃખે (તેની) પુંઠઉપર પલાણ કરેલું હોયછે. ૪. વાઘ ને હાથી એવી રીતે નામ પાડેછે પણ તેનાથી એકશેર ભાર

ઉપડે નહીં. દેવકૃષ્ણ ને રામ પણ નામ હોયછે પણ તે શાં કામ કરેછે તેતો કોઇ જાણે નહીં. ૫. પનોતો (ઘણાં છોકરાંવાળો) એવું નામ હોય પણ તેને ઘેર એક છોકરો હોય નહીં, હીર (રેશમ) નામ હોય પણ તે સૂતર કાંતે. ધનપાળ (ધનનો ધણી) નામ હોય પણ તે વેપાર કરતો હોય; અને ધરણીધર (પરમેશ્વર) નામ હોય પણ તેતો વૈતરૂં કરે. ૬. ગીરધર (પર્વતધરનાર) ને દેવોભાઇ એવાં ઘણાનાં સારાં નામ હોયછે પણ તેતો બોજો ઉચકે. ડાહ્યોનામ હોય પણ તેતો ગાંડુગાંડુ બોલે, સાચો (સાચું બોલનાર) નામ હોય પણ તેતો ઓછું તોલ તોળે. ૭. ભલો (સારો) નામ હોય પણ તે (સામાને) છેતરવા જાય, સંતોષી (સંતોષવાળો) નામ હોય પણ તેતો ઝાઝું ખાય. રાજારામ નામ હોય પણ તેતો ભીખમાગે, ને ઘેલો નામ હોય, પણ તેતો બધાને શીખામણ દે છે. ૮. નાનો નામ હોય પણ તેતો ઘરડો ડોસો હોય, પ્રતાપ (કીર્ત્તિ) નામ હોય પણ તેની કીર્ત્તિ કોઈ જાણે નહીં. ચતુર (સમજુ) નામ હોય પણ તેતો (બીજાની) ચાડીખાય, નાગ (સાપ) નામ હોય પણ તેતો દેડકાંથી બીએ. જો પરમેશ્વરની દયા હોય તો નામનું પાણી કોઈજ રાખે છે. ૯.

## કવિતા ૧૭ મી આબુનું વર્ણન.

છેટેથી જોઈને મનમાં સારૂં લાગે એવો જેમ આકાશમાં વરસાદ ચડી આવ્યો હોય તેઓને કુંડમાનો દેવતા વીજળી જેવો હોય એવો આજો.h ૫૧ઽનો રાજા આબુ પર્વ-

ત દીઠો. ૧ પુનેમની સાંજના શોભિતા વખતમાં જાણે સૂર્યં ચંદ્ર એ બે ઘંટ બન્યા હોય ને કોઇ કહે કે દેવના હાથી જેવો (આબુપર્વત) શોભેછે. ૨. કદી ઉપર ચડીને આંખ ફાડીને જુઓ તો ઝાડનાં ઝુંડની ઝાઝી ઝાડી ઝુકી રહી છે, ને ત્યાં ઘણો સ્વાદવાળો મીઠો મેવો માગ્યો મળે. એવો ૩. (ત્યાં) વાઘ, વાંદરાં, સિંહ, ને હરણ રહે છે ને હમેશાં ચોખ્ખાં પાણીનાં ઝરણ વહે છે. ઠંડોને સારી વાસવાળો પવન વાય. એવો. ૪. (ત્યાં) સારા (સુગંધી) ફૂલની ફૂલવાડી ફૂલી છે ત્યાં આગળ કૂવા, વાવ, ને કુંડ સારા દેખાય છે; મોટાં મંદિરોમાં દેવો (પોતાનું) રહેઠાણ કરીને રહે. એવો. ૫. ત્યાં સારા બંગલાને ચોટાં થયાં ને સારા વેપારી વેપાર કરેછે લેનારને (જેવો માલ લેવો હોય તેવો) માલ મળે. એવો. ૬. ત્યાં તેર ગાઉના તળાવમાં અગિઆર ગામના લોક પાણી પીવા આવેછે, ને જ્યાં જેઠ માસમાં સખ્ત તાપમાં પણ (શરીરે) પરસેવો વળે નહીં. એવો. ૭. અષાડ મહિનામાં વેગળાં વાદળાં હોય, તે પાસે આવે ને જતાંમાંજ જોવાની મઝા પડે; જાણે તમે ધુણીનો ધૂમાડો ધારો. એવો. ૮. જેમાં હિંદુ જૈન ધર્મનાં જુનાં ઠેકાણાં છે ને તેમાં અર્બુદા દેવી ઘણી પ્રખ્યાત છે, ને જાણવા લાયક કામોમાં તેની વાત કહેલી છે. આ સારા છંદ દલપતરામે બનાવ્યા છે. ૯.

---

# અંગ્રેજી કોષ્ટકો.

## (૧) ઇંગ્લાંડમાં ચાલતું નાણું.

૪ ફાર્દીંગ=૧ પેની.
૧૨ પેન્સ=૧ શિલિંગ.
૪॥ શિલીંગ=૧ ડાલર.(રાળ)
૫ શિલીંગ=૧ ક્રાઉન.
૨૦ શિલીંગ=૧ પૌંડ.
૨૧ શીલીંગ=૧ ગીની.

## (૨) ઇંગ્લાંડનું સાધારણ તોલનું.

૧૬ ડ્રામ=૧ ઔંસ.
૧૬ ઔંસ=૧ પૌંડ.
૧૪ પૌંડ=૧ સ્ટોન.
૨૮ પૌંડ=૧ કવાટર.
૪ કવાટર=૧ હંડ્રવેટ.
૨૦ હંડ્રવેટ=૧ ટન.
આ તોલને "એવાર્ડુપાઇસ" વજન કહેછે.

## (૩) ઇંગ્લાંડનું સોના રૂપાનું તોલ.

૨૪ ગ્રેન=૧ પેનીવેટ.
૨૦ પેનીવેટ=૧ ઔંસ.
૧૨ ઔંસ=૧ પૌંડ.
આ તોલને "ટ્રોય" વજન કહે છે.

## (૪) અંગ્રેજી ઓસડ તોલવાનું.

૨૦ ગ્રેન=૧ સ્ક્રુપલ.
૩ સ્ક્રુપલ=૧ ડ્રામ.
૮ ડ્રામ=૧ ઔંસ.
૧૨ ઔંસ=૧ પૌંડ.
આ તોલને "ઍપોથીકરીઝ કહેછે."

## (૫) ઇંગ્લાંડનું પ્રવાહી પદાર્થનું માપ.

૨ પૈંટ=૧ કવાર્ટ.
૪ કવાર્ટ=ગ્યાલન.
૬૩ ગ્યાલન=૧ હાગઝેડ.
૮૪ ગ્યાલન=૧ પંચન.
૨ હાગઝેડ=૧ પીપ.
૨ પીપ=૧ ટન.

## (૬) ઇંગ્લાંડનું કોયલા તોલવાનું.

૨ પૈંટ=કવાર્ટ.
૪ કવાર્ટ=ગ્યાલન
૨ ગ્યાલન=૧ પેક.
૪ પેક=૧ બુશલ.
૮ બુશલ=૧ કવાર્ટર.
૫ કવાર્ટર=૧ લોડ,વે, ટન.

(૭) અંગ્રેજી અંતર માપવાનું.

૧૨ ઈંચ=૧ ફૂટ.
૩ ફૂટ=૧ યાર્ડ (વાર)
પાા વાર=૧ પોલ.
૪૦ પોલ=૧ ફર્લાંગ.
૮ ફર્લાંગ=૧ મેલ.
૩ મૈલ=૧ લીંગ.
૫૨૮૦ ફૂટ=૧ મેલ.

(૮) અંગ્રેજી ચોરસ માપ.

૧૪૪ ચો.ઈંચ=૧ ચો. ફૂટ.
૯ ચો. ફૂટ=૧ ચો. વાર.
૩૦ૣ(૩૦।)ચો.વાર=૧ચો. પોલ
૪૦ ચો. પોલ=૧ રૂડ.
૪ રૂડ=૧ એકર.
૬૪૦ ચો. એકર=૧ચો.મૈલ.

(૯) અંગ્રેજી ધનમાપ.

૧૭૨૮ધન ઈંચ=૧ધનફૂટ.
૨૭ ધનફૂટ=ધનવાર.

(૧૦) જમીનની લંબાઈ માપવાનું અંગ્રેજી.

૩૩ ફૂટ=ગુંઠો.
૬૬ ફૂટ=૧૦ લીંક=૧ સાંકળ.

(૧૧) અંગ્રેજી જમીનનું ક્ષેત્રફળ માપવાનું.

૧૬ ચોરસ આના અથવા.
૧૦૮૯ ચો.ફૂટ=૧ ગુંઠો.
૪૦ ગુંઠા=૧ એકર.

(૧૨)અંગ્રેજી કાળદર્શીક.

૬૦ સેકંડ=૧ મિનિટ.
૬૦ મિનિટ=૧ અવર.
૨૪ અવર=૧ દિવસ.
૭ દિવસ=૧ અઠવાડિયું.
૪ અઠવાડીયાં=૧ માસ.
૧૨ માસ=૧ વર્ષ.
૩૬૫ દિવસ=૧ સૌર-વર્ષ.
૫૨ અઠવાડીયા=૧ વર્ષ.

(૧૩)અંગ્રેજી મહિનાનાં નામ તથા દિવસ.

૧ જાનેવારી=૩૧.
૨ ફેબ્રુઆરી=૨૮.
૩ માર્ચ=૩૧
૪ એપ્રીલ=૩૦
૫ મે=૩૧
૬ જુન=૩૦
૭ જુલાઈ=૩૧
૮ આગસ્ટ=૩૧
૯ સપ્ટેંબર=૩૦
૧૦ અકટોબર=૩૧
૧૧ નવેંબર=૩૦
૧૨ ડીસેંબર=૩૧

જે શાલને ચારે ભાગતાં કાંઇ વધે નહીં તેમાં

ફેબ્રુઆરીના ૨૯ દિવસ થાયછે.

(૧૪) અંગ્રેજી પરચુરણ.

૧ ઇંચ=૧ તસુ.
૨૪ તસુ અથવા ૨ફૂટ=૧ગજ
૧॥ ગજ=૧ વાર.
૧૨ નંગનો=૧ ડઝન.
૧૨ ડઝનનો=૧ ગ્રાસ.
૨૪ કાગળને ૧ ધા.
૨૦ ધાને=૧ રીમ.
૨ રીમનો= ૧ બંડલ.

(૧૫) અંગ્રેજી ગુજરાતી નો મુકાબલો.

૧ ફાર્દીંગ=૨ પાઈ.
૧ પેની=૮ પાઈ.
૧ શિલિંગ=ા॥ રૂપિઓ.
૧ રાળ=૨। રૂપિઆ.
૧ ક્રાઉન=૨॥ રૂપિઆ.
૧ પોંડ=૧૦ રૂપિઆ.
૧ ગીનિ=૧૦॥ રૂપિઆ.
૧ પૈસાભાર=૧૦૦ ટ્રોય ગ્રેન.
૧રૂા.ભાર=૧૮૦ ટ્રોયગ્રેન.
૩૨ તોલા=૧ ટ્રોય પાઉંડ
૧એવર્ડુ.પોંડ=૭૦૦૦ટ્રોય ગ્રેન
૧એવર્ડુ(રતલ)=૩૮$\frac{8}{9}$રૂ.ભાર અથવા ૭૦ પૈસા ભાર.
૩૬ એવર્ડુ (પોંડ)=૩૫શેર.
૭ વિલાયતી ગ્યાલન=૧ફરો
૧ હાથ=૧૮$\frac{4}{5}$ ઇંચ.
૫ હાથ=૯૯ ઇંચ.
૧ ચો. વેંત=૯૮ ચો. ઈંચ.
૧ પોલ=૧૦ હાથ.
૧ મેલ=૩૨૦ હાથ.
૧ ગાઉ=૨॥ મેલ (આશરે)
૧ ચો. ગજ=૪ ચો . ફૂટ.
૧૦૦ ચો.હાથ=૧ ચો. પોલ
૪૦૦ ચો.હાથ=૧ચો.ગુંઠા.
૧૦ ચો.સાંકળ=૧ચો.ગુંઠા.
૧ વીઘા=૩૪$\frac{4}{5}$ ગુંઠા.
૨૪૫ એકર=૨૮૮ વીઘા.
૧ ઘનગજ=૮ ઘનફૂટ.
૧ સેકંડ=૨॥ વિપળ.
૧ મિનિટ=૨॥ પળ.
૧ અવર=૨॥ ઘડી.

## ફાઇલના શબ્દો ને તેના અર્થ.

ઈજતઆસાર=(ઈજત=આબરૂ) (આસાર=ભરેલો) આબરૂદાર. આ ઇલાકાના મહેતાજીને લખાય છે.

અજતર્ફે=આ તરફથી, આ-ણીકોરથી, અહીંઆથી, અતરેથી.

આજમ (આઝમ)= મોટો.

મોટા માણસને લખવાનો ખેતાબ છે.
મહેરબાન=કૃપાવાળો, દયાવાળો.
રાવસાહેબ= (રાવ=સિંહ+સાહેબ=ધણી) સિંહ જેવા ઉપરી. ડેપ્યુટી વર્થા મામલતદારને લખવાનો ખેતાબ છે.
ડેપ્યુટી=એકની તરફથી કામ કરનાર.
એજ્યુકેશનલ=કેળવણી સંબંધી.
ઇન્સ્પેકટર=તપાસ કરનાર.
ડીરેક્ટર=રસ્તો દેખાડનાર.
દીગર=બીજું, વળી.
અરજ=વિનંતિ.
પબ્લીક=જાહેર.
ઈન્સ્ટ્રકશન=કેળવણી.
ડીપાર્ટમેન્ટ=ખાતું.
આજ્ઞા=હુકમ.
જાવક નંબર=મોકલેલા કાગળનો નંબર.
આવક નંબર=આવેલા કાગળનો નંબર.
ફરમાવ્યું=કહ્યું, હુકમ લખ્યો,
બેંગી=ગાંસડી, બીંદડી.
રજીસ્ટર=હાજરી.
સહી=દસ્કત.
મુનાસબ=લાયક, યોગ્ય. ઘટારત.
લગાયત=જોડે, સાથે.
જીનાબમાં=સેવામાં.
રીપોર્ટ=હકીકત.
સરક્યુલર=ઘણા ઉપર મોકલેલા સામાન્ય હુકમ.
તાજાકલમ=સહી કર્યા પછી લખવું તે.
સદરહુ, મજકુર=એનું એ, ઉપર કહેલું.
રસીદ, પાવતી=પહોંચ.
વિદીત, રોશન=જાહેર.
દાખલ=પહોંચવું તે.
કસ્બો=શેહેરકરતાં નાનું ને ગામડાં કરતાં મોટું ગામ.
હાંસીલથયો=મળ્યો.
સ્ટેટ=સંસ્થાન.
તીજોરી (ટ્રેઝરી)=નાણું રાખવાની જગ્યા.
દસ્તુર=ધારો.
સુમાર=આશરો, અડસટ્ટો.
હર=એક, હરેક.
મેનેજર=કામ કરનાર.
કારકુન=મેહેતો લખવાનું કામકરનાર.
શેરો=આવેલા કાગળનીચે

જવાબ લખીમોકલવો તે.
તુમાર=જે કાગળ ઘણે ઠે-
કાણે ફરે તે.
દરમ્યાન=વખત.
વાકેફ=જાણીતો.
ચાર્જ=હવાલો, કબજો.
ઉત્તેજન=જેથી હોંસ વધે તે.
સિફારસ=ભલામણ.
મંજૂરી=કબૂલત.
ઍડીટર=મુખી.
રહેમ=દયા.
લાઇબ્રેરી=પુસ્તકશાળા.
રાહે=રસ્તે.
ગીસાલે=રીતે.
રોજમેળ=હમેશના નાંમા-
નોચોપડો.
સંભવ=ધારવું તે, થશે તે.
પોશાવું.
વર્ત્તવું=કરવું.
સર્વિસ=ચાકરી.
પદર=પોતાના.
બારોબાર=પરબારા.
ફંડ=ભંડોળ.
સાધન=ઉપાય.
કીફાયત=કસર કરવી.
સ્કોલર, પ્યુપીલ=નિશાળીઓ.
પેસ્તર=પેહેલાંનું, અગાઉનું.
ફીદવી=સેવક, ચાકર.

અનામત=કોઈના નામથી
કંઈ પણ રાખવું તે.
ટીચર=શિક્ષક.
સિલિક=પરાંત; માસ, દિ-
વસ આખરે ખર્ચ કર-
તાં બાકી રહેલી તે.
જાહેર=જાણીતો.
ગુદસ્ત=ગએલા.
પ્રત્યુત્તર=સામો જવાબ.
લવાજમ=ચાલુ રકમ.
મુદામ= નક્કી.
વૃત્તાંત=હકીકત.
કંટીજંટ=પરચુરણ ખર્ચ.
અનિયમિત અથવા છૂટ
ખર્ચ.
મીનહુ=ચાલતો.
મોસુફ=પોતે.
સલામ=સલામતરહો, કુશ-
ળ રહો.
કુરનસ=સલામ.
આયંદે=એ પ્રમાણે.
ડેર=ઢીલ.
બુકપોષ્ટ=ચોપડી ટપાલમાં
મોકલવી તે.
રજુ=ભેગા.
સ્કોળર-શીપ = વિદ્યાર્થીના
નિર્વાહ માટે જે કાંઇ આ-
પવામાં આવેછે તે.

હેડમાસ્તર=(હેડ=મોટા.
માસ્તર=મેહેતાજી) મોટા મેહેતાજી.
મોનીટર=થોડો વખત ભણાવે ને થોડે વખત શીખે.
સેવિંગ=બચાવેલું.
કોલેજ=ઊંચી કેળવણીના નિશાળ, પાઠશાળા.
નીરાકરણુ=નીકાલ.
મેમ્બર=સભાસદ.
સેંકશન=મંજુરી.
એડવાન્સ=અગાઉથી.
મંથલી=મહિનાનું.
સસ્પેન્ડ=કોઇ પણ માણુસના ઉપર ગુનો આવવાથી તપાસ થતાં સુધી નોકરી ઉપરથી દૂર કરવો તે.
ઓરડર=હુકમ.
સ્પેશીઅલ=ખાસ, વિશેષ.
રીપેર=ભાગેલું સમુ કરાવવું તે.
કંજ્યુઅલ=એકાએક આવી પડેલા કામની રજા.
સુપીરીઅર=ઉપલા વર્ગની.
ઈન્ફીરીઅર=હલકા વર્ગની.
કોપી=નકલ.

**બાંધેલા શબ્દો.**

જા. નં.=જાવક નંબર.
આ. નં.=આવક નંબર.
તા.=તારીખ.
હ. આ.=હજત આસાર.
આ.=આજમ.
સ. ગુ.=સરકારી ગુજરાતી.
નિ.=નિશાળ.
મે. મેહેરબાન.
મે.=મેહેતાજી.
ઉ. વિ.=ઉત્તર વિભાગ.
એ.=એજ્યુકેશનલ.
ઇ.=ઈન્સ્પેક્ટર.
સા.=સાહેબ.
બા.=બહાદુર.
સ. નં.=સરક્યુલર નંબર.
ગો.=ગોહેલવાડ.
કા.=કાઠિઆવાડ.
લે. નં.=લેટરનંબર.
એ. વ. સ્કૂ.=એંગ્લોવર્નાક્યુલર સ્કૂલ.
મુ.=મુજબ.
આસિ.=આસિસ્ટંટ.
ફી.=ફીદવી.
બા.=બાબત. સ.=સબબ.
ડે.=ડેપ્યુટી. મુ.=મુકામ.
પ્રાં.=પ્રાંત. ઝા.=ઝાલાવાડ.
હા.=હાલાર. સો.=સોરઠ.
હુ.=હુકમ. વિ.=વિનતિ.

# હિંદુસ્તાનની ભૂગોળની નોટ.

**સીમા**— ઉત્તરે હિંદુકુશ, કારાકોરમ, હિમાલય પર્વત, ટિબેટ ને તાતાર દેશ છે; પશ્ચિમે સુલેગાન પર્વતની પેલીમેર અફ્ઘાનિસ્તાન ને હાલા પર્વતની પેલીમેર બલુચિસ્તાન છે; દક્ષિણે હિંદી મહાસાગર ને બંગાળાનો ઉપસાગર; પૂર્વે બ્રહ્મદેશ ને સિઆગ.

**ક્ષેત્રફળ**— ઉત્તરમાં કાશ્મીરથી તે દક્ષિણમાં કન્યાકુમારીકા સુધી લંબાઈ ૧૯૦૦ મૈલ છે, ને સિંધથી આસામ સુધી પોહોળાઇ ૧૮૦૦ મૈલ છે. આખા દેશનું ક્ષેત્રફળ ૧૫૮૨૧૨૦ ચોરસ મૈલનું છે.

**વસ્તી**— વસ્તી બ્રિટિશ બ્રહ્મદેશ સુદ્ધાં સને ૧૮૮૧ ની ગણુતરી પ્રમાણે ૨૫,૫૦,૭૩,૭૫૩ માણુસની છે. આખી દુનિઆમાં હિંદુસ્તાનની વસ્તી બીજે નંબરે છે.

**મોટા ભાગોનાં નામ.** મોટા ભાગો ૧૪ છે.

| | |
|---|---|
| ૧ મુંબાઈ ઈલાકો. | ૨ મદ્રાસ ઇલાકો. |
| ૩ મહીસુર અને કુર્ગ. | ૪ વરાડ સહીત નિજામનું રાજ્ય |
| ૫ મધ્ય પ્રાંતો. | ૬ મધ્ય હિંદ એજન્સી. |
| ૭ રજપૂત સંસ્થાનો. | ૮ પંજાબ ઇલાકો. |
| ૯ વાવ્ય પ્રાંતો. | ૧૦ અયોધ્યા પ્રાંત. |
| ૧૧ બંગાળા ઇલાકો. | ૧૨ આસામ પ્રાંત. |
| ૧૩ નેપાળ, ભૂતાન ને સ્વતંત્ર પાહાડી રાજ્યો. | ૧૪ ફ્રેન્ચ, ફિરંગી ને હબશીનાં થાણું |

## ૧ મુંબઇ ઇલાકો.

**મોટા ભાગ**— પાંચ છે ૧ સિંધ, ૨ કચ્છ, ૩ ગુજરાત, ૪ મહારાષ્ટ્ર, (એમાં દક્ષિણ અને કોકણ બે છે.) ૫ દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તરકાનડા.

### ૧ સિંધ પ્રાંત.

**પર્વત**— હાલા ને પબ. **નદી**—સિંધુ.

**સરોવર**— મંચર

**જીલ્લા**— કરાંચી, હેદ્રાબાદ, શિકારપુર, થરપારકર ને ઉપલી સરહદનો મુલક (જેકબાબાદ.)

**દેશી રાજ્ય**— ખૈરપુર.

**શેહેરો**— હેદ્રાબાદ, ઠઠા, કરાંચી, હાલા, કોત્રી, મીઆની, સેવાન, લાડખાનાં, શિકારપૂર, સકકર, બકકર, રોરી, જેકબાબાદ, ખૈરપુર, ઉમરકોટ ને શાહબંદર.

**બંદર**— સોનમીઆની, કરાંચી ને શાહબંદર.

### ૨ કચ્છ પ્રાંત.

**અખાત**—કચ્છનો. **રણ**—કચ્છનું.

**શેહેરો.**—ભૂજ, માંડવી, અંજાર, મુદ્રા, ને લખપત.

**બંદર**—માંડવી, મુદ્રા ને લખપત.

### ૩ ગુજરાત પ્રાંત.

**પર્વત**—સાતપુડો, વિંધ્યાચળ, ગિરનાર, શેત્રુંજો, ને ચોટીલો.

**નદીઓ**—નર્મદા, તાપી, મહી, સાબરમતી, ભાદર, શેત્રુંજી, સરસ્વતી, બનાસ ને કીમ.

**દ્વીપો**—બેટ, દીવ ને પીરમ **અખાત**—ખંભાત અને કચ્છ.

**જીલ્લા**—અમદાવાદ, સુરત, ભરૂચ, ખેડા ને પંચમહાલ.

**દેશીરાજ્ય**—કાઠિઆવાડ. પાલણપુર, મહિકાંઠા, રેવાકાંઠા, પંચમહાલ, ને સુરત એજન્સી, ગાયકવાડનો મુલક ને ખંભાત સંસ્થાન.

**શાહેરો**—અમદાવાદ, વીરમગામ, લુણાવાડા, સાદરા, ઇડર, ખેડા, ખંભાત, વડોદરા, ભરૂચ, સુરત, વાંસદા, ધરમપુર, સચીન, પાલણપુર, ડીસા, પાટણ, ધ્રાંગધ્રા, વઢવાણ, લીંબડી, મોરબી, રાજકોટ, ગોંડલ, નવાનગર, જુનાગઢ, ભાવનગર, પાલીતાણા, પોરબંદર, ડભોઇ, બારીઆ, ને દાહોદ.

**બંદર**—પોરબંદર, નવીબંદર, જાફરાબાદ, દીવ, ઘોઘા, ભાવનગર, ધોળેરા, ખંભાત, ભરૂચ, સુરત ને દમણ.

**જાત્રાનાં ઠેકાણાં**.—અંબાજી, શેત્રુંજો, ગિરનાર, દ્વારકાં, પ્રભાસપાટણ, ડાકોર, અને સિદ્ધપુર.

**હવા ખાવાનાં ઠેકાણાં**—આબુ, ગોપનાથ ને બાળાચડી.

## ૪ ઉત્તર મહારાષ્ટ્ર.

### ૧ દક્ષિણ.

**પર્વત**—સહ્યાદ્રિ, સાતપુડા ને ચાંદવડ.

**નદીઓ**—ગોદાવરી, કૃષ્ણા, ભીમા, નીરા, સીના, ને મુળામુઠા.

**જીલ્લા**—ખાનદેશ, નાશક, અહમદનગર, પુના, સતારા, ને સોલાપુર.

**દશીરાજ્ય**—પેંઠ, ખાનદેશ એજન્સી, સતારા, જાગીર, ને અકલકોટ.

**શેહેરો**—ધુળીઆ, માલેગાવ, ચાળીશગાવ, નંદુબાર, નશીરાબાદ, નાશીક, ત્રંબક, ખંડાળા, ખડકી, પેંઠ, પુના,

સતારા, પંઢરપુર, ઔધ, ફલટન, જત, અહમદનગર સોલાપુર ને અકલકોટ.

"૨ કોકણ."

**પર્વત**—સહ્યાદ્રિ.

**દ્વીપો**—મુંબઇ, વસઇ સાષ્ટી, ને ધારાપુરી.

**જીલ્લા**—થાણા, કોલાબા, ને રત્નાગીરી.

**દેશીરાજ્ય**—જવાર, જંજીરા ને સાંવતવાડી.

**શેહેરો**—ડહાણું, માહીમ, વસઇ, થાણા, કલ્યાણ, મુંબઇ, અલીબાગ, કોલાબા, જંજીરા; રાજાપુર, રત્નાગીરી, વિજયદુર્ગ, ને સાંવતવાડી.

**બંદર**—માહીમ, વસઇ, મુંબઇ, કોલાબા, રાજાપુર, રત્નાગીરી અને વિજયદુર્ગ.

"૫ દક્ષિણ મહારાષ્ટ ને ઉત્તર કાનડા."

**પર્વત**—સહ્યાદ્રિ. **નદીઓ**—ભીમા, તુંગભદ્રા ને વરધા.

**જીલ્લા**—કલાદગી, બેલગામ, ધારવાડ, કાનડા ને કારવાડ.

**દેશીરાજ્ય**—કોલાપુર, દક્ષિણ મરેઠા જાગીર, ને સાવનુર.

**શેહેરો**—કલાદગી, વિજાપુર, બેલગામ, ધારવાડ, કોલાપુર કુરૂંદવાડ, કાગળ, સાંગલી, મીરજ, જમખીંડી, મુધોળ, રામદુર્ગ, હુબળી, કારવાડ ને સાંવનુર.

**બંદર**—કારવાડ.

"મુંબઇ ઇલાકાનું સામાન્ય વર્ણન."

**પર્વત**—સહ્યાદ્રિ, સાતપુડો, વિંધ્યાચળ, ગિરનાર, શેત્રુંજો, ચાંદવાડ, હાલા ને પબ.

**નદીઓ**—સિંધુ, નર્મદા, તાપી, મહી, સાબરમતી, સર-

સ્વતી, બનાસ, ભાદર, શેત્રુંજી, ભીમા, નીરા, સીના, કૃષ્ણા ને ગોદાવરી.

**દ્વીપ**—મુંબઇ, ધારાપુરી, સાષ્ટી, વસઈ, બેટ ને દીવ.

**દ્વીપકલ્પ**—કાઠિઆવાડ. **સરોવર**—મંચર.

**ભૂશિર**—દીવ ને કેપ રામસ. **અખાત**—કચ્છ ને ખંભાત.

**દેશીરાજ્ય**—ખૈરપુર, કચ્છ, (ગુજરાતમાં) કાઠિઆવાડ, પાલણપુર, મહીકાંઠા, રેવાકાંઠા, સુરત ને પંચમહાલ એજન્સી, ગાયકવાડ, ખંભાત; (કોંકણમાં) જવાર, જંજીરા, ને સાંવતવાડી; (દક્ષિણમાં) ખાનદેશ એજન્સી, સતારા, જાગીર, અકલકોટ, પેંઠ, ભોર, ફલટન; (દક્ષિણ મહારાષ્ટ્રમાં) કોલ્હાપુર, સાંગલી, મીરજ, જમખંડી ને સાવનુર.

**બંદરો**—સોનમીઆની, કરાંચી, લખપત, માંડવી, દ્વારીકાં, પોરબંદર, માંગરોળ, વેરાવળ, દીવ, જાફરાબાદ, ભાવનગર, ધોળેરા, ખંભાત, દેહેજ, ભરૂચ, સુરત, વલસાડ, દમણ, માહીમ, વસઇ, મુંબઇ, રત્નાગીરી, રાજાપુર, બાણુકોટ, વિજયદુર્ગ, ગોવા, કારવાડ ને હોનાવર.

**હવા ખાવાનાં ઠેકાણાં**—માળાચડી, ગોપનાથ, વેરાવળ, પુરંદર, ખંડાળા, તિથલ, મહાબળેશ્વર ને માથેરાન.

**ફિરંગીનાં થાણાં**—દીવ, દમણ ને ગોવા.

**હબસીનાં થાણાં**—જંજીરા ને જાફરાબાદ.

**છાવણી**—હૈદ્રાબાદ, ભૂજ, ડીસા, રાજકોટ, અમદાવાદ, વડોદરા ને પુના.

## ૨ મદ્રાસ ઇલાકો.

**મોટા ભાગ**—૧ ઉત્તર સિરકાર, ૨ કર્ણાટક, ૩ મલબાર, ૪ ત્રાવણકોર, ને ૫ કોચીન.

### અંગ્રેજી ખાલસા મુલક.

### ૧ ઉત્તર સિરકાર.

**નદી**—કૃષ્ણા, ગોદાવરી ને ગંડલાકાગા.

**સરોવર**—ચીલકા ને કોલર.

**શાહેરો**—મછલીપટણ, રાજમહેંદ્રી, ગંજામ, વિસાગપટણ શ્રીકાકોલમ, ગંતુર, વિજયનગર, એલુર ને યાનાન.(ફ્રેંચનું છે.)

**બંદરો**—મછલીપટણ, વિસાગપટણ ને ગંજામ.

### ૨ કર્ણાટક.

**પર્વત**—પૂર્વઘાટ. **નદી**-પનાર, પલાર, દક્ષિણ પનાર, કાવેરી, કોલેરૂન ને વૈગા. **સરોવર**—પુલીકટ. **ભશીર**—કન્યાકુમારીકા. **દેશીરાજ્ય**—પુંદુકોટા, ને તંજાવર.

**શાહેરો**—કડપા, કરનુલ, ગુત્તી, બલ્લારી, એ બાલાઘાટમાં છે. ને કર્ણાટકમાં મદ્રાસ, આરકાટ, નેલુર, વેલુર, ચિતુર, ચિંગલપટ, કાંજેવરમ, વાંદેવાસ, ત્રિનોમાલી, આરની, પોંદીચરી (ફ્રેન્ચ) ત્રાંકવીબાર, કેરીકલ (ફ્રેન્ચ), તંજાવર, નેગાપટણ, ત્રિચીનાપલી, દીંડીગલ, કોઇમતુર, શેલમ, કુંભકોણ, પુંદુકોટા, મદુરા, રામનાથ, તીનવલી, ને તુતુકુંડી, **ફ્રેંચનાં થાણાં**—પોંદીચરી, ને કેરીકલ.

**હવા ખાવાનાં ઠેકાણાં**—દીંડીગલ. **બંદરો**—નેલુર, કોરોમાંડલ, મદ્રાસ, પોંદીચરી, ત્રાંકવીબાર, કેરીકલ, નેગાપટણ, ને તુતુકુંડી.

## ૩ મલબાર.

**પર્વત**—નીલગીરી. **શહેરો**—મેંગલુર, કુંદાપુર, કાનાનુર, ટેલીચેરી, માહી (ફ્રેન્ચ), કાલીકોટ, બેપુર, ને ઉતકમંડ.
**હવા ખાવાનાં ઠેકાણાં**—નીલગીરી ને ઉતકમંડ.
**બંદરો**—મેંગલુર, કાનાનુર, ટેલીચેરી, માહી, કાલીકટ.

## દેશી રાજયો.

## ૪ ત્રાવણકોર.

**શહેરો**—ત્રીવાનદ્રમ; અલીપલ્લી, અન્જુટેંગા ને કોચી.
**બંદરો**—ત્રીવાનદ્રમ.

## ૫ કોચીન.

**શહેરો**—કોચીન ને ત્રીચુર.

## મદ્રાસ ઇલાકાનું સામાન્ય વર્ણન.

**પર્વત**—પૂર્વઘાટ, પશ્ચિમઘાટ, ને નીલગીરી.

**નદી**—કૃષ્ણા, ગોદાવરી, કાવેરી, તુંગભદ્રા, પનાર, પલાર, દક્ષિણ પનાર, ગંડલાકામા ને વૈગા.

**સરોવર**-ચીલ્કા, પુલીકટ, ને કોલર. **ભૂશીર**-કન્યાકુમારીકા.
**અખાત**—મનારનું. **સામુદ્રધુની**—પાકની.
**દેશીરાજ્ય**—ત્રાવણકોર, કોચીન, ત્રીચુરે, પુંદાકોટા, ને તંજાવર.

**હવાખાવાનાં ઠેકાણાં**—નીલગીરી, દીંડીગલ, ને ઉતમંડ.
**ફ્રેંચનાંથાણાં**—પોંદીચેરી, યાનાન, કેરીકલ. ને માહી.
**બંદરો**—કુંદાપુર, મેંગલુર, કાનાનુર, ટેલીચેરી, માહી, કાલીકોટ, બેપુર, કોચી, તુતુકુંડી, નેગાપટણ, કેરીકલ, ત્રાંકવીબાર, પોંદીચરી, મદ્રાસ, કોરોમાંડલ, નેલુર, મ-

છીપટણ, વિસાગપટણ, શ્રીકાકોલમ, ને ગંજામ.

## ૩ મહીસુર ને કુર્ગ.

### ૧ મહીસુર.

**પર્વતો**—નંદીદુર્ગ.
**નદીઓ**—કાવેરી તુંગભદ્રા, પનાર, પલાર, ને પનેર.
**શાહેરો**—મહીસુર, શ્રીરંગપટણ, બેલુર, બેંગલોર, નંદી-
દુર્ગ, બેડનુર, સીમોગા, હરીહરકસબો, ને ચિત્રદુર્ગ.

### ૨ કુર્ગ.

**શાહેરો**—મરકારા.

## "૪ વરાડ સહીત નિજામનું રાજ્ય."

### ૧ નિજામનુ રાજ્ય.

**નદીઓ**—ગોદાવરી, માંજરા, મુશી, પેનનગંગા, વરધા,
પ્રાણહીતા, પૂર્ણા, દુધના, ભીમા, કૃષ્ણા, ને તુંગભદ્રા.
**શાહેરો**—હેદ્રાબાદ, ગોવળકોંડા, સીકંદરાબાદ, વરંગુળ ક-
લ્યાણ, બેદર, ઔરંગાબાદ, દોલતાબાદ જાલના, નાંદેડ,
નિર્મળ, ચિતુર, નળદુર્ગ, રાયચુર, ને મુગ્દલ.

### ૨ વરાડ.

**નદીઓ**—પેનનગંગા ને વરધા. **સરોવર**—લુનાર.
**શાહેરો**—ઉમરાવતી, ઇલીચપુર, ને બાસીગ.

## ૫ મધ્ય પ્રાંત.

**પર્વત**—સાતપુડો, વિંધ્યાચળ, મહાદેવ પહાડ, અમરકંટક,
ને સીરગુજાન.
**નદીઓ**—નર્મદા, તાપી, મહા, વાઈનગંગા, ને બેતવા.
**શાહેરો**—નાગપુર, કાગટી, ભંડારા, લાંજી, હીંગણઘાટ, વ-

રધા, ચાંદા, રતનપુર, રાયપુર, વિલાશપુર, સંબલપુર, સાગર, દમોહ, જબલપુર, નરસિંગપુર, હુશિંગાબાદ, ખાંડવા, આશીરગઢ, બુરાનપુર, બેતુલ, ને દેવગડ.

### ૬ મધ્યહિંદ એજન્સી.

ગ્વાલિઅર, માળવા, બુદેલખંડ અને રેવાનાં દેશીરાજ્યોને મધ્યહિંદ એજન્સી કહેછે.

### ૧ ગ્વાલિઅર ને માળવા.

**નદીઓ**—ચંબલ, બેતવા, ક્ષીપ્રા, માઈ, ને પાર્વતી.

**શાહેરો**—ગ્વાલિઅર (એ સિંધીઆ સરકારની રાજ્યધાની), ઉજન (એ વિક્રમ રાજાની રાજ્યધાની), ભોપાળ (એ ભોપાળની બેગમની રાજ્યધાની), ધારા (એ ભોજરાજાની રાજ્યધાની), નીમચ, નીવોરા, ચિતુર, મંડલેશ્વર, માહુ, દેવાસ, ભેલસા, શિહુર, રાજગડ, નશીરગડ, ચંદેરી, ઝાંસી ને દત્યા.

### ૨ બુદેલખંડ ને રેવા.

**પર્વત**—કૈમુરડુંગરા. **નદીઓ**—નર્મદા, બતવા ને સોન.

**શાહેરો**—રેવા, પન્ના, ઉરચા તેહેરી, છત્રપુર ને અલીપુર.

### ૭ રજપૂત સંસ્થાનો.

તેમાં ૧૮ સંસ્થાનો છે તે નીચે પ્રમાણે.

| | |
|---|---|
| ૧ મેવાડ (ઉદેપુર). | ૯ જેસલમીર. |
| ૨ મારવાડ (જોધપુર). | ૧૦ અલવડ. |
| ૩ જેપુર. | ૧૧ શિરોહી. |
| ૪ બુંદી. | ૧૨ ડુંગરપુર. |
| ૫ વિકાનેર. | ૧૩ વાંસવાડા. |

૬ કોટા.
૭ કીરોલી.
૮ કીશનગઢ.
૧૪ પ્રતાપગઢ.
૧૫ ઝાલરાપટણ.

**જાટ સંસ્થાન**—૧૬ ભરતપુર. ૧૭ ધોળપુર.

**મુસલમાની સંસ્થાન**—૧૮ ટોંક.

**પર્વત**—આબુ ને અરવલી. **નદી**—લુણી, બનાસ ને ચંબલ.

**સરોવર**—સાંભર, ઢેબર ને સાર.

**શાહેરો**—ઉદેપુર, શિરોઇ, જોધપુર, પાલી, બાળોત્રા, જેસલમીર, બીરમસર, ઝાનોદ, વિકાનેર, નાગોર, અજમેર, ફતેગડ, નસીરાબાદ, કીશનગડ, જયપુર, ભરતપુર, માચેરી, દીગ, અલવડ, કીરોલી, ધોલપુર, બુંદી, કોટા, મોકદરા, ઝાલરાપટણ, ચિતુર, ડોંગરપુર ને વાંસવાડા.

**જાત્રાનાં ઠેકાણાં**—આબુ (એ હવાખાવાનું ઠેકાણું છે.)

## ૮ પંજાબ ઇલાકો.

**ભાગો**—આ ઇલાકાના પાંચ ભાગ કર્યાછે. તેમનાં નામ. ૧ પંજાબ, ૨ કાસ્મીર, ૩ ભાવલપુર, ૪ પત્યાલા, ૫ ડુંગરી સંસ્થાન.

## ૧ પંજાબ પ્રાંત.

**પર્વત**—સુલેમાન અને મીઠાનો ડુંગર.

**નદીઓ**—સિંધુ, જેલમ, ચિનાબ, રાવી, બીઆ, સતલજ ને કાબુલ.

**શાહેરો**—લાહોર, અમૃતસર, મુલતાન, જાલંધર, લુધીઆના, અંબાલા, અલીવાલ, સોબ્રાન, ફિરોજપુર, ગુજરાત, રામનગર, જેલમ, રાવળપીંડી, મરી, અટક, પેશાવર, કા-

ભાગ, ડેરાગાજીખાન, ડેરાઇસમાલખાન, ને મીથનકોટ.

**દુઆબ**—પાંચ છે તેનાં નામ. ૧ સિંધસાગર, ૨ જેચ, ૩ રેચ, ૪ બારીઆ, ૫ ગાયમ (જાલંધર) દુઆબ.

**કાશ્મીર.**

**પર્વત**—હિમાલય, કારાકોરમ, કરવતલન, ને પીરપાંજલ.

**નદીઓ**—સિંધુ. **સરોવર**—બુલર.

**શહેરો**—કાશ્મીર, શ્રીનગર, લાડક અથવા લે, ઈશકાર્ડો, જામું, ચાંબા ને ઇસલામાબાદ.

**૩ ભાવલપુર.**

**શહેરો**—ભાવલપુર, ઉંચ, અહમદપુર, ને ખાનપુર.

**૪ પત્યાલા.**

**નદી**—સતલજ. **શેહેરો**—પત્યાલા, નાભા, સરહિંદ, ઝીંદ, ફરીદકોટ, કપરથલા, ને કળશીયા.

**૫ ડુંગરી સંસ્થાન.**

**પર્વત**—શિવાલીક. **શેહેરો**—સિમલા (એ હવા ખાવાનું ઠેકાણું છે.)

**"પંજાબ ઇલાકાનું સામાન્ય વર્ણન."**

**પર્વત**—સુલેમાન, મીઠાનોડુંગર, કારાકોરમ, કરવતલુન, પીરપાંજલ, ને શિવાલીક.

**નદીઓ**—સિંધુ, જેલમ, ચિનાબ, રાવી, બીઆ, સતલજ, ને કાબુલ. **સરોવર**—બુલર.

**હવાખાવાનાં ઠેકાણાં**—સિમલા ને મરી.

**૯ વાવ્ય પ્રાંત.** (આગ્રા ઈલાકો.)

**ભાગો**—એના પાંચ ભાગ કર્યા છે. ૧ ગઢવાલ, ૨ કમા-

ઉન, ૩ દિલ્હી, ૪ આગ્રા, ૫ અલ્હાબાદ.

### ૧ ગઢવાલ.

**પર્વત**—શિવાલિક ને જમનોત્રી. **શાહેરો**-તેહરી. (દેશીરાજ્ય)

### ૨ કમાઉન.

**પર્વત**—નંદાદેવી, ને ગંગોત્રી. **નદીઓ**—ગંગા ને જમના.
**શાહેરો**—અલમોરા, બદ્રિનાથ, શ્રીનગર, ને હરીદ્વાર,
**દેશીરાજ્ય**—રામપુર.

### ૩ દિલ્હી.

**નદીઓ**—ગંગા, જમના ને રામગંગા.
**શાહેરો**—દિલ્હી, મીરત; પાનીપત, કર્નાલ, સ્થાનેશ્વર, શાહરાણપુર, રૂડકી, મુરાદાબાદ, ને બુદાયુન.

### ૪ આગ્રા.

**નદીઓ**—ગંગા, ને જમના.
**શાહેરો**—આગ્રા, મથુરા, અલીગઢ, ઈટાવા, શાહજાનપુર ફરૂકાબાદ, ફતેગઢ, કનોજ, કાનપુર, કાલ્પી, હમીરપુર, કલીંજર, ને ફતેપુર.

### ૫ અલ્હાબાદ.

**નદીઓ**—ગંગા, જમના, ગોમતી, ગોગરા ને રાપતી.
**શાહેરો**—અલ્હાબાદ (પ્રયાગ), મીરજાપુર, કાશી(બનારસ), જુવાનપુર, ગાઝીપુર, ને ગોરખપુર.

### વાયવ્ય પ્રાંતનું સામાન્ય વર્ણન.

**પર્વત**—નંદાદેવી, ગંગોત્રી, શિવાલીક, ને જમનોત્રી.
**નદીઓ**—ગંગા, જમના, ગોમતી, ગોગરા, ને રાપતી.
**દેશીરાજ્ય**—ગઢવાલ, ને રામપુર.

## ૧૦ અયોદ્ધા પ્રાંત.

**નદીઓ**—ગોમતી, ગોગરા અથવા સરયુ ને રાપ્તી,
**શાહેરો**—લખનોર, ફૈજાબાદ, સુલતાનપુર, અયોદ્ધા, ને રાયબરેલી.

## ૧૧ બંગાળાં ઇલાકો.

**ભાગો**—આ ઈલાકાના ચાર ભાગ કર્યાંછે. તેનાં નામ.
૧ બંગાળા, ૨ બહાર, ૩ ઓઢીઆ (ઓરિસા), ૪ છોટાનાગપુર.

### ૧ બંગાળા.

**નદીઓ**—ગંગા(ભાગીરથી), બ્રહ્મપુત્રા, હુગલી ને દામોદરા.
**શાહેરો**-કલકત્તા, શ્રીરાગપુર, ચંદ્રનગર (ફ્રેન્ચનું), ચીનસુરા, કાલના, બરદ્ધાન, પ્લાસી, કાશીમબજાર, મુરશીદાબાદ, ઢાકા, ચિતાગોંગ, રાણીગંજ, રાજમહાલ ને મેદનીપુર.

### ૨ બહાર પ્રાંત.

**નદીઓ**—ગંગા, સોન, ગોગરા, ગંડકી ને કૌશીકી.
**શાહેરો**—પટણા, મોંગીર, ભાગલપુર, દીનાપુર, બહાર, ગયા, દરભંગા, દીનાજપુર, ચુનાર, ને બક્સર.

### ૩ ઓઢિઆ (ઓરિસા.)

**નદીઓ**—મહા, સુવર્ણરેખા, વૈતરણી, ને બ્રાહ્મણી.
ભૂશિર-પાલગાયરા. **શાહેરો**-કટક, જગન્નાથ, ને બાલાસોર.

### ૪ છોટાનાગપુર.

**શાહેરો**—કાંચી, લોહદંગા ને રામગઢ.

## બંગાળા ઇલાકાનું સામાન્ય વર્ણન.

**પર્વત**—હિમાલય.

**નદીઓ**—ગંગા, ગોગરા, સોન, ગંડકી, હુગલી, દામોદરા, મહા, સુવર્ણરેખા, વૈતરણી, બ્રાહ્મણી, ને બ્રહ્મપુત્રા. ગંગાના મુખ આગળ ત્રિકોણ પ્રદેશ થાયછે તેને સુંદર વન કહેછે.
**ભૂશિર**—પાલમાયરા. **અખાત**—બંગાળા ને બાલાસોર.
**દેશી રાજ્ય**—સિકિમ, કુચબિહાર, દરભંગા, ને તીપરા. (સિકિમની રાજ્યધાની દાર્જીલીંગ એ હવા ખાવાનું ઠેકાણું છે.)
**જાત્રાનાં ઠેકાણાં**—જગન્નાથ ને ગયા.
**ફ્રેન્ચનાં થાણાં**-ચંદ્રનગર. **વલંદાના થાણાં**-ચિનસુરા ( એમાં પ્રથમ હતાં હાલ નથી ).

## ૧૨ આસામ પ્રાંત.

**પર્વત**—ગારો ને ખાશીયા. **નદીઓ**—બ્રહ્મપુત્રા ને દીહોંગ.
**દેશીરાજ્ય**—ગારો ને ખાશીયા. (ખાશીયાની રાજ્યધાની ચીરાપુંજીમાં વરસાદ ઘણો વરસે છે.)
**શહેરો**—ગૌહત્તી, નવાગામ, ગોવળપારા, વિશ્વનાથ, તેજપુર, દરંગ, રંગપુર, સીલહટ ને કાચર.

## ૧૩ સ્વતંત્ર પહાડી રાજ્યો.

**ભાગો**—૧ નેપાળ, ૨ ભૂતાન, ૩ મણિપુર.

### ૧ નેપાળ.

**પર્વત**—હિમાલય તેનાં શીખરો એવરસ્ત ને ધવલગિરિ.
**નદીઓ**—ગોગરા, ગંડકી ને કૌશીકા.
**સરોવર**—રાવણહ્રદ, માન ને નામત. **શહેરો**—ખટમંડુ, ગુરખા, મકવાનપુર, લલીતપટણ ને અમરાપુર.

### ૨ ભુતાન.

**પર્વત**—હિમાલય. **શહેર**—ટચાસીટચુડન.

## ૩ મણિપુર.

**શાહેરો**—મણિપુર.

## "૧૪ પરદેશી લોકોનાં સંસ્થાન."

**પોર્તુગીઝનાં**—દીવ, દમણ ને ગોવા.

**ફ્રેન્ચનાં**—પોંદીચરી, કારીકલ, માહી, યાનાન ને ચંદ્રનગર.

**હબશીનાં**—જંજીરા ને જાફ્રાબાદ.

## "લંકા બેટ."

**પર્વત**—પેદ્રાતાલાગલા ને સામનીલા.

**નદીઓ**—મહાવીલીગંગા ને કલ્યાની ગંગા.

**ભૂશિર**—પોઈંટપેદ્રો, પાલમાયરા ને કેપડંદ્રા.

**શાહેરો**—કોલંબો, કાંડી, એરીપો, કાલપેટીન, નિંગબો, કાલુટયુરા, પોઈંટડીગાલ ને ત્રિંકોમાલી.

**બંદર**—પોઈંટડીગાલ ને ત્રિંકોમાલી.

## "હિંદુસ્તાનનું સામાન્ય વર્ણન."

સીમા, વિસ્તાર, વસ્તી ને ભાગોનું વર્ણન આગળ લખેલું છે જેથી આ ઠેકાણે ફરી લખ્યું નથી.

**પર્વત**—હિમાલય, શિવાલીક, કારાકોરમ, કરવતલુન, પીરપાંજલ, સુલેમાન, હાલા, અરવલી, આબુ, સાતપુડો, વિંધ્યાચળ, સહ્યાદ્રિ, પુર્વઘાટ, નિલગીરી, મીકાનોડુંગર, કૈમુરડુંગરા, પાટકોઇ, સીરગુજાન, મહાદેવપહાડ, ગીરનાર, ને શેત્રૂંજો.

**હિમાલયનાં શિખરો**—૧ એવરસ્ત (ગૌરીશંકર) એ ૨૯૦૦૨ ફીટ ઉચું, ૨ ધવલગિરિ એ ૨૬૮૨૬ ફીટ ઉંચું, ૩ કાંચનગંગા, ૪ ચિમલારી, ૫ જન્મોત્રી, ૬ ગંગોત્રી.

**નદીઓ**—બ્રહ્મપુત્રા, સિંધુ, ગંગા, જમના, ગોમતી, ગોગરા, રાપતી, સોન, બતવા, ચંબલ, જેલમ, ચિનાબ, રાવી, બીયા, સતલજ, નર્મદા, તાપી, મહી, ગોદાવરી, કૃષ્ણા, ભીમા, કાવેરી, તુંગભદ્રા, વૈગા, ને ઇરાવતી.

**દ્વીપો**—લંકા, એંડેમાન (એની રાજ્યધાની પોર્ટ બ્લેર), નીકોબાર, લક્ષદ્વીપ, માલદ્વીપ, મનાર, રામેશ્વર, રામરી, ચેદુબા, સંડોવે, મરગ્વી, વસઈ, ધારાપુરી, દીવ, પીરમ, સંખોધાર, એંડેમાન ટાપુમાં હાલ કાળેપાણીએ (સમુદ્રપારની સજા વાળાને) મોકલવામાં આવેછે.

**સરોવર**—ચીલકા, કોલર, પુલીકટ, મંચર, સાર, સાંભર, લુનાર, બુલર, રાવણહ્રદ, માન, નામત, ને પાલટી.

**ભૂશિર**—કેપમાંચ, દીવ, રામસ, કન્યાકુમારી, પાલમાયરા ને નિગ્રાઇસ. **સામુદ્રધુની**—પાકની.

**અખાત**—કચ્છ, ખંભાત, મનાર, બંગાળાનો ઉપસાગર, બાલાસોર ને માર્ટાબાનનો અખાત.

**દ્વીપકલ્પ**—કાઠિયાવાડ ને દક્ષિણ હિંદુસ્તાન.

**હવા ખાવાનાં ઠેકાણાં**—ખંડાળા, મહાબળેશ્વર, પુરંદર, ઉતકમંડ, નિલગીરી, દીંડીગલ, શિમલા, મરી, દાર્જલીંગ, આબુ, બાલાચડી ને તીથલ.

**જાત્રાનાં ઠેકાણાં**—દ્વારકાં, પ્રભાસપાટણ, ગિરનાર, શેત્રુંજો, નાશીક, પંઢરપુર, રામનાથ, જગન્નાથ, ગયા, પ્રયાગ, કાશી, મથુરાં, અયોધ્યા, બદ્રીનાથ, ને આબુ.

**જાત્રાની નદીઓ**—ગંગા, જમના, ગોમતી, સરયુ, ગોદાવરી, કૃષ્ણા, નર્મદા, તાપી, સરસ્વતી, સિંધુ ને બ્રહ્મપુત્રા.

## અંગ્રેજનો ખાલસા મુલક.

સિંધ, ગુજરાતના પાંચ જીલ્લા (અમદાવાદ, ખેડા, ભરૂચ, સુરત ને પંચમહાલ), મહારાષ્ટ્ર, કોકણ, કાનડા, મલબાર, કર્ણાટક, બાલાઘાટ, ઉત્તર-સિરકાર, મધ્યપ્રાંત, બંગાળા, બહાર, ઓઢિઆ, આસામ, અયોદ્ધા, વાયવ્યપ્રાંતો, પંજાબ, અજમેર, આરાકાન, પેગુ, ટેનાસરીમ ને માર્ટાબાન, હાલમાં બ્રહ્મદેશના રાજા પાસેથી તેનો મુલક લઇ લીધોછે. એ સિવાય હિંદુસ્તાનને લગતા કેટલાએક બેટ તેમના તાબામાં છે.

**દેશીરાજ્યો**—ખેરપુર, કચ્છ, કાઠિયાવાડ, પાલણપુર, મહીકાંઠા, રેવાકાંઠા, પંચમહાલ ને સુરત એજન્સી, ગાયકવાડ ને ખંભાતસંસ્થાન, કોલ્હાપુર, મહીસુર, નિજામનું રાજ્ય, ત્રાવણકોર, કોચીન, બુંદેલખંડ ને રેવા, ગ્વાલીઅર, માળવા, રજપૂતસંસ્થાન, ભાવલપુર, પત્યાલા, કપરથલા, ડુંગરીસંસ્થાન, કાશ્મીર, ગઢવાલ, સિકિમ, કુચબિહાર, તીપરા, ગારો ને ખાશીયા.

**બંદરો**—કરાંચી, શાહબંદર, પોરબંદર, ભાવનગર, સુરત દમણ, વસાઈ, મુંબઇ, રાજાપુર, રત્નાગિરી, વીજયદુર્ગ, કારવાડ, હોનાવર, મેંગલુર, કાનાનુર, ટેલીચરી, માહી, કાલીકોટ, કોચીન, તુતુકુંડી, નેગાપટણ, ત્રાંકવીબાર, પોંદીચેરી, મદ્રાસ મછલીપટણ, ગંજામ, જગન્નાથ, બાલાસોર, ચિતાગોંગ ને રંગુન.

---

# વખણાએલી વસ્તુવાળાં સ્થળ.

| નામ. | વખણાએલી વસ્તુ. | નામ. | વખણાએલી વસ્તુ. |
|---|---|---|---|
| કાઠિઆવાડને કચ્છ | ઘોડા. | નાગપુર. | ધોતી જોડા. |
| ભૂજ. | સોનેરી ભરત. કારીગરી. | પાટણ. | પટોળાં, સાડી ને સુડી. |
| વઢવાણ. | સાબુ. | પેથાપુર. | સાડી ને બંદુક. |
| જામનગર. | કંકુ. | સુરત. | બરફી. |
| ભાલ. | ઘઉં. | કપડવંજ | કાચને સાબુ. |
| શિહોર. | તાંબા પીતળનાં વાસણ. | ધોલેરા. | |
| પાટડી. | વરાગડું મીઠું. | ધારવાડ. | |
| પુના. | નાગરવેલી પાન. | ઉમરાવતી. | રૂ. |
| પુના, નાશીક. | તાંબા પીતળનાં વાસણ. | અકોલા. | |
| ખંભાત. | સુત્રફેણી, અકીકના પથ્થર. | ખંડવા. | |
| અમદાવાદ. | રેશમી તથા કસબી કાપડ. | મલબાર. | સાગ ને સોપારી. |

| | |
|---|---|
| ગોવળકોંડા. | હીરા. |
| ઝરણાપત્ના. | હીરા. |
| બુરાનપુર. | શેલાં |
| પેંઠ. | પાઘડી. |
| મેંગલુર. | સોપારી. |
| બંગાળા. | ખાંડ. |
| પટણા. | રેશમી કાપડ ને અફીણ. |
| મુર્શીદાબાદ. | રેશમી કાપડ. |
| ઢાકા. | મલમલ. |
| મથુરાં. | પેંડા. |
| માળવા, | અફીણ. |
| રતલામ. | અફીણ. |
| આત્રસુંબા. | લોઢાની છરી. |
| શિરોઇ. | તરવાર. |
| જયપુર. | ચિત્ર ને શહેરની બાંધણી |
| મારવાડ. | ઉંટ ને આરસપાહાણ. |
| વિકાનેર. | સાંઢણી. |
| પંજાબ. | સાલગ. |

| | |
|---|---|
| કાશ્મીર. | શાલ. |
| લંકા. | હાથીદાંત. |
| એરીપો. | મોતી. |
| તુતુકુંડી | મોતી. |
| રાણીગંજ. | કોયલાની ખાણો. |
| ચાંદા. | કોયલાની ખાણો. |
| કાનપુર. | ચામડાંની જણસો. |

# નદીઓ ઉપરનાં શહેર.

| નંબર | નદીનુંનામ | કયાંથી નીકળી. | કોને મળેછે. | તેની શાખાઓ. | તે ઉપરનાં શહેરો |
|---|---|---|---|---|---|
| ૧ | સિંધુ. | હિમાલય પર્વત માંથી. | અરબી સમુદ્રને. | જેલમ, ચિનાબ, રાવી, બીયા, સતલજ ને કાબુલ. | લે, અટક, કાલાબાગ, દેરાઈસમાઇલખાન, દેરગાજીખાન, મીથનકોટ, સક્કર, બક્કર, સેવાન, હાલા, કોત્રી, હેદરાબાદ ને ઠઠા. |
| ૨ | નર્મદા. | સાતપુડા પર્વત માંથી. | ખંભાતના અખાતને. | | જબલપુર, નરસિંગપુર, હુશિંગાબાદ, નેમાડ, મંડલેશ્વર ને ભરૂચ. |
| ૩ | તાપી. | સાતપુડા પર્વતમાંથી. | ખંભાતના અખાતને. | | બુરાનપુર ને સુરત. |
| ૪ | ગોદાવરી. | સહ્યાદ્રિ પર્વત માંથી. | બંગાળાના ઉપસાગરને. | પૂર્ણા, દુધના માંજરા, પ્રાણહિતા. | નાશિક, ત્રંબક, નાંદેડ, નિર્મળ, ચિતુર, રાજમહેંદ્રી, ને યાનાન. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫ | કૃષ્ણા. | સહ્યાદ્રિ પર્વત. માંથી. | બંગાળાના ઉપસાગરને. | ભીમા, તુંગભદ્રા, ઘટપ્રભા ને મુશી. | સતારા, કનાડ, સગાંલી, મીરજ, જમખીંડી ને મછલીપટણ. |
| ૬ | કાવેરી. | સહ્યાદ્રિ પર્વતમાંથી. | બંગાળાના ઉપસાગરને. | કોલેરૂન. | શ્રીરંગપટણ ને કુંભકોણ. |
| ૭ | મહા. | મધ્યપ્રાતના ડુંગરમાંથી. | બંગાળાના ઉપસાગરને. | બ્રાહ્મણી ને વૈતરણી | સંબલપુર ને કટક. |
| ૮ | ઈરાવતી. | હિમાલયમાંથી. | ,, | ० | પ્રોમ બાસીન ને રંગુન. |
| ૯ | બ્રહ્મપુત્રા. | હિમાલય પર્વતમાંથી. | બંગાળાના ઉપસાગર. | ડીહોંગ ને સુરમા | વિશ્વનાથ, તેજપુર, દરંગ, ગૌહતી, ગોપળપારા, ને જબલપુર |
| ૧૦ | ગંગા. | હિમાલય પર્વતમાંથી. | બંગાળાના ઉપસાગરને | જમના, સોન, ગોમતી, ગંડકી, કૈશી ને ગોગરા. | બદ્રિનાથ, શ્રીનાથ, હરીદ્વાર, મીરત, ફરૂકાબાદ, કનોજ, કાનપુર, ફતેપુર, અલ્હાબાદ, મીરજાપુર, કાશી, ચુનાર, બકસર, પટણા, મોંગીર, ભાગલપુર, રાજમહાલ, ને કાશીમબજાર. |
| ૧૧ | જમના | હિમાલય પર્વત માંથી. | ગંગાને મળેછે. | ચંબલ ને બેતવા | શાહરાણપુર, પાનીપત, દિલી, મથુરાં, આગ્રા, ઈટાવા, કાલ્પી ને અલહાબાદ. |

# વ્યાકરણની નોટ.

૧ વ્યાકરણ એટલે શુદ્ધ બોલવાની તથા લખવાની વિદ્યા

૨ ગુજરાતી ભાષામાં શબ્દના મુખ્ય પાંચ વર્ગ કર્યા છે તેનાં નામ. ૧ નામ ૨ સર્વનામ ૩ વિશેષણ ૪ ક્રિયાપદ ને ૫ અવ્યય.

## ૧ નામ વિષે.

૧ જે શબ્દ વડે પ્રાણી પદાર્થ વગેરે ઓળખાય છે તે.

૨ આઇ, આશ, પણ, પણું, ઈ, તા, ત્વ એ પ્રત્યય વિશેષણને લાગવાથી નામ થાય છે. તેમજ આરો, આરી, આપણ, આપણી, આટ, આટો, ગાળો, વટ, વટી, તથા આણી એ પ્રત્યયવાળા શબ્દ પણ નામ છે.

૩ નામના બે પ્રકાર છે.

૧ વિભક્તિ, અથવા બહુવચનના પ્રત્યય લગાડતાં જેમાં ઓ ને ઉ નો આ થાય છે તે પેલા પ્રકારનું નામ.

૨ વિભક્તિ અથવા બહુવચનના પ્રત્યય લગાડતાં જેમાં ઓ ને ઉ નો આ નથી થતો તે બીજા પ્રકારનું નામ.

## સર્વનામ વિષે.

૧ જે શબ્દ નામને ઠેકાણે આવે તેને સર્વનામ કહેછે.

૨ સર્વનામ સાત છે. હું, તું, તે, આપણ, આપ, પોતે ને કોણ.

૩ હું ને આપણનાં બધાં રૂપ પેહેલો પુરૂષ સર્વનામ થાય.
૪ તું ને આપનાં બધાં રૂપ બીજો પુરૂષ સર્વનામ થાય.

૫ તેના બધાં રૂપ ત્રીજો પુરૂષ સર્વનામ થાય.

૬ પોતે અને કોણનાં બધાં રૂપ ત્રણે પુરૂષ સર્વનામ થાય. પોતે અને કોણની પેહેલાં હું ને આપણનાં રૂપ હોય તો પેહેલો પુરૂષ સર્વનાગ થાય ને તુંને આપનાં રૂપ હોય તો બીજો પુરૂષ સર્વનાગ થાય ને તેનાં રૂપ હોય તો ત્રીજો પુરૂષ. સર્વનામ થાય અને તેગાંનાં કોઈ રૂપ ન હોયતો ત્રીજો પુરૂષ સર્વનાગ કહેવું.

૭ સર્વ નામ જે નામને ઠેકાણે આવેલ હોય તેનાં જાતિ, વચન લાગેછે.

## ૩ વિશેષણ વિષે.

૧ બીજા શબ્દનો ગુણ સંખ્યા વગેરે દેખાડનાર શબ્દને વિશેષણ કહેછે.

૨ આળ, આળો, આળુ, ઇલો, ઈઆળ, વાળો એ પ્રત્યય નામ ઉપર આવીને વિશેષણ કરેછે.

૩ વિશેષણ બે પ્રકારના છે. ૧ જે ત્રણે જાતિમાં ફરે તે પહેલા પ્રકારનું ને જે ત્રણે જાતિમાં ન ફરે તે બીજા પ્રકારનું વિશેષણ.

૪ વિશેષણ ને નાગનાં જાતિ વચન લાગે છે.

## ૪ જાતિ વિષે.

૧ જાતિ ત્રણ છે. ૧ નરજાતિ ૨ નારીજાતિ ૩ નાન્યતરજાતિ.

૨ જેને કેરો લાગે તે નરજાતિ, કેવી લાગે તે નારીજાતિ, ને કેવું લાગે તે નાન્યતરજાતિ.

## ૫ વિભક્તિ વિષે.

૧ વિભક્તિ સાત છે. પેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી ને સાતમી.

૨ પેલીનો પ્રત્યય કાંઇ નહીં પણ બહુવચનમાં ઘણે ઠેકાણે **ઓ** થાયછે. બીજીનો **ને**, ત્રીજીનો **એ**, ચોથીનો **ને માટે**, પાંચમીમાં **થી, થકી**, છઠ્ઠીનો. **નો, ની, નું ના. નાં;** ને મારો અમારો, તારો તમારો એટલા શબ્દોમા **રો, રી, રૂં, રા, રાં;** અને આપણો એમાં **ણે, ણી, ણું, ણા, ણાં;** ને સાતમીનો **માં.**

## ૬ વચન વિષે.

૧ વચન બે છે. એકવચન ને બહુવચન.

૨ જેમાં એકપણું હોય તેને એકવચન ને એકથી વધારે પણું હોયતો બહુવચન

## કૃદંત વિષે.

૧ ધાતુ ઉપર પ્રત્યય આવીને જે રૂપ થાય છે તેને તથા બે ત્રણ ક્રિયાપદ સાથે આવે ત્યારે આગલા ક્રિયાપદને કૃદંત કહે છે.

૨ કૃદંત પાંચ જાતનાં છે. ૧ નામ કૃદંત ૨ વિશેષણ કૃદંત, ૩ વર્ત્તમાન કૃદંત, ૪ ભૂત કૃદંત ને ૫ અવ્યય કૃદંત.

૩ ધાતુ ઉપર **નાર** ને **વો, વી, વું, વા, વાં,** આવે તે નામ કૃદંત થાય. ધાતુ ઉપર **એલો, એલા, એલી, એલું, એલાએલાં** આવે તો વિશેષણ કૃદંત થાય.

ધાતુ ઉપર **તો, તી, તું, તા, તાં**, આવે તો વ-ર્તમાન કૃદંત થાય. ધાતુ ઉપર **યો, ઇ, યું, યા, યાં; ઠો, ઠી, ઠું, ઠા, ઠાં** ને **ધો, ધી, ધું, ધા, ધાં** આવે તો ભૂત કૃદંત થાય.

ધાતુ ઉપર ઈ આવીને **ને** લાગે અથવા લાગે એવું જણાય તો અવ્યય કૃદંત થાય.

## ક્રિયાપદ વિષે.

૧ મેહેનત અથવા હાલત બતાવનાર શબ્દને ક્રિયા-પદ કહે છે.

૨ ક્રિયાપદ બે જાતનાં છે. અકર્મક ને સકર્મક.

૩ જેમાં કર્ત્તા હોય ને કર્મ ન હોય તે **અકર્મક** ને જેમાં કર્ત્તા ને કર્મ બંને હોય તે **સકર્મક**.

૪ કર્ત્તા અને કર્મ ઓળખવાની રીત એછે કે ધાતુ ઉપર **નાર** અને **વાનું** લગાડીને **કોણ** અને **શું** ના સવાલ પૂછવા; કોણનો જવાબ આવે તે **કર્ત્તા** ને શુંનો જવાબ આવે તે **કર્મ**.

૫ જે મૂળ ઉપરથી ક્રિયાપદનાં જૂદાં જૂદાં રૂપ થાય છે તે મૂળને ધાતુ કહે છે.

## ૯ ભેદ વિષે.

૧ ભેદ બે છે. ૧ મૂળભેદ ને ૨ શક્યભેદ.

૨ જે નક્કીપણું બતાવે તે મૂળભેદ ને શકપણું બ-તાવે તે શક્યભેદ.

૩ મૂળભેદ કરતાં શક્યભેદમાં ધાતુને **આય** વધારે લાગેછે.

## ૧૦ કાળ વિષે.

૧ મુખ્ય કાળ ત્રણ છે. પણ તેના બીજા ચાર પેટા કાળ મળીને સાત છે. તેનાં નામ. ૧ વર્તમાનકાળ, ૨ અનિયમિત વર્ત્તમાનકાળ, ૩ વિધિ વર્ત્તમાનકાળ, ૪ ભૂતકાળ, ૫ અનિયમિત ભૂતકાળ, સંકેત ભૂતકાળ ને ૭ ભવિષ્યકાળ

વર્ત્તમાન કાળના પ્રત્યય.

| | એક વચન. | બહુ વચન. |
|---|---|---|
| પે. પુ. | ઉં છું. | ઇએ છીએ. |
| બી. પુ. | અ છ, એ ચે. | ઓ છો. |
| ત્રી. પુ. | એ છે. | એ છે. |

અનિયમિત વર્ત્તમાન કાળ.

| | એક વચન. | બહુ વચન. |
|---|---|---|
| પે. પુ. | ઉં. | ઈએ. |
| બી. પુ. | અ, એ. | ઓ. |
| ત્રી. પુ. | એ. | એ. |

૩ વિધિ વર્ત્તમાન કાળ.

| | એક વચન. | બહુ વચન. |
|---|---|---|
| નર જાતિ. | વો. | વા. |
| નારી જાતિ. | વી. | વી. |
| નાન્યતરજાતિ. | વું. | વાં. |

૪ ભૂત કાળ.

| | એક વચન. | બહુ વચન. |
|---|---|---|
| નર જાતિ. | યો, ધો, ઠો. | યા, ધા, ઠા. |

| | | |
|---|---|---|
| નારી જાતિ. | ઈ, ધી, ઠી. | ઈ ધી. ઠી. |
| નાન્યતર જાતિ. | યું, ધું, ઠું. | યાં, ધાં, ઠાં. |

૫ અનિયમિત ભૂત કાળ.

| | એક વચન. | બહુ વચન. |
|---|---|---|
| નર જાતિ. | તો. | તા. |
| નારી જાતિ. | તી. | તી. |
| નાન્યતર જાતિ. | તું. | તાં. |

૬ સંકેત ભૂત કાળ.

| | એક વચન. | બહુ વચન. |
|---|---|---|
| પે. પુ. | ત. | ત. |
| બી. પુ. | ત. | ત. |
| ત્રી. પુ. | ત. | ત. |

૭ ભવિષ્ય કાળ.

| | એક વચન. | બહુ વચન. |
|---|---|---|
| પે. પુ. | ઈશ. | ઇશું. |
| બી. પુ. | શે, જે. | શો, જો. |
| ત્રી. પુ. | શે. | શે. |

વર્તમાન કાળ, અનિયમિત વર્ત્તમાન કાળ, સંકેત ભૂત કાળ ને ભવિષ્ય કાળ એ ચાર કાળને પુરૂષ લાગેછે ને વિધિવર્ત્તમાન કાળ, ભૂત કાળ ને અનિયમિતભૂત કાળ એ ત્રણ કાળને જાતિ લાગેછે.

## ૧૧ ક્રિયાનાથ.

ક્રિયાનાથ કર્ત્તા છે કે કર્મ તે ઓળખવાની રીત—

૧ સકર્મક ક્રિયાપદમાં કર્ત્તા પેહેલીમાં હોય તો કર્ત્તા ક્રિયાનાથ.
૨ સકર્મક ક્રિયાપદનો કર્તા ત્રીજીમાં હોય તો કર્મ ક્રિયાનાથ.
૩ અકર્મક ક્રિયાપદમાં કર્ત્તા પેહેલીમાં આવે તો કર્ત્તા ક્રિયાનાથ
૪ અકર્મકક્રિયાપદમાં કર્ત્તા પેહેલીમાં ન હોય તો ભાવ ક્રિયાનાથ.

## ૧૨ પ્રયોગ વિષે.

૧ જો કર્ત્તા ક્રિયાનાથ હોય તો કર્ત્તરી, કર્મ ક્રિયાનાથ હોય તો કર્મણી ને ભાવ ક્રિયાનાથ હોયતો ભાવે પ્રયોગ થાયછે.

૨ સકર્મક ક્રિયાપદ વિધિવર્ત્તમાન કે ભૂતકાળમાં હોય, કર્ત્તા ત્રીજી વિભક્તિમાં હોય ને, કર્મનાં જાતી વચન લાગતાં હોયતો કર્મણી પ્રયોગ થાય.

૩ અકર્મક ક્રિયાપદ કર્મણી પ્રયોગમાં કદી આવેજ નહીં.

૪ અકર્મક ક્રિયાદમાં કર્ત્તા ત્રીજી કે પાંચમી વિભક્તિમાં આવે તો ભાવે પ્રયોગ થાય.

અકર્મક ક્રિયાપદ વિધિવર્તમાન કાળ નાન્યતરજાતિના એક વચનમાં આવે તો ભાવે પ્રયોગ થાય.

દુ:ખ, ગમ, બન એ ક્રિયાપદનો કર્ત્તા હાજર ન હોય તો ભાવે પ્રયોગ થાય.

અકર્મક ક્રિયાપદ શક્ય ભેદમાં આવે તો ભાવે પ્રયોગ થાય.

## ૧૩ અવ્યય વિષે.

અવ્યય ચાર જાતના છે.

૧ ઉભયાન્વયી, ૨ શબ્દયોગી, ૩ ક્રિયાવિશેષણ, ૪ કેવળપ્રયોગી.

# અપૂર્ણાંક વિષે.

૧ પૂર્ણાંક એટલે પૂરો આંકડો; જેમકે ૧, ૨, ૩; અને અપૂર્ણાંક એટલે અધૂરો આંકડો : જેમકે ૦। = $\frac{૧}{૪}$, ૦॥ = $\frac{૧}{૨}$, ૦॥। = $\frac{૩}{૪}$.

૨ અપૂર્ણાંક લખવાની રીત=હરકોઇ વસ્તુના કરેલા ભાગમાંથી લીધેલા ભાગ ઉપર લખવાને લીટી દોરી કરેલા ભાગ નીચે લખવા.

૩ લીધેલા ભાગ એટલે ઉપરના આંકડાને અંશ ને કરેલા ભાગ એટલે નીચેના આંકડાને છેદ કહે છે.

૪ અપૂર્ણાંક પાંચ જાતના છે.

૧ સમપૂર્ણાંક—જેમાં. અંશ કરતાં છેદ મોટો હોય તે જેમ $\frac{૨}{૩}$, જેની કીમત એક કરતાં ઓછી હોય.

૨ વિષમ અપૂર્ણાંક—જેમાં અંશ કરતાં છેદ નાનો હોય જેમ $\frac{૪}{૩}$, જેની કીમત એક કરતાં વધારે હોય.

૩ ભાગાનુંબંધ અપૂર્ણાંક—જેમાં પૂર્ણાંકની સાથે અપૂર્ણાંક હોય તે જેમ ૧$\frac{૨}{૩}$.

૪ પ્રભાગજાતિ અપૂર્ણાંક—જેમાં અપૂર્ણાંકના અપૂર્ણાંક આવે તે જેમ $\frac{૧}{૫}$ના $\frac{૧}{૨}$.

મિશ્ર અપૂર્ણાંક—જેમાં અંશ કે છેદ એમાંથી ગમે તે એક અપૂર્ણાંક હોય તે જેમ. $\frac{\frac{૧}{૨}}{૩}$, $\frac{૩}{\frac{૨}{૩}}$, $\frac{\frac{૧}{૫}}{\frac{૨}{૬}}$.

૫ અપૂર્ણાંકના હિસાબ ગણવાની રીતો—

૧ પૂર્ણાંકને અપૂર્ણાંકનું રૂપ આપવાની રીત—જે અપૂર્ણાંકનું રૂપ આપવું હોય તેટલાએ પૂર્ણાંકને ગુણી ગુણાકા-

૨ અંશમાં લખવો. ને અપૂર્ણાક છેદમાં લખવો. જેમ ૩ને ૫ના અપૂર્ણાકનું રૂપ આપો.

રીત—$\frac{૩×૫}{૫}=\frac{૧૫}{૫}$ જવાબ.

૨ વિષમ અપૂર્ણાકને ભાગાનું બંધ અપૂર્ણાક કરવાની રીત—અંશને છેદે ભાગવા ને જે ભાગાકાર આવે તે પૂર્ણાક ને શેષ વધે તે અંશ જેમ. $\frac{૫}{૩}=૫÷૩=૧\frac{૨}{૩}$ જવાબ.

૩ ભાગાનુંબંધ અપૂર્ણાકને વિષમ અપૂર્ણાક કરવાની રીત—પૂર્ણાકને છેદે ગુણી અંશ મેળવી અંશમાં લખવો જેમકે $૧\frac{૨}{૩}=\frac{૧×૩+૨}{૩}=\frac{૫}{૩}$ જવાબ.

૪ અપૂર્ણાકને પૂર્ણાકે ગુણવાની રીત—અંશને પૂર્ણાકે ગુણવા અથવા તો છેદને ભાગવા. જેમ $\frac{૧}{૮}×૨=\frac{૧×૨}{૮}=\frac{૨}{૮}$ અથવા તો $\frac{૧}{૮÷૨}=\frac{૧}{૪}$

૫ અપૂર્ણાકને પૂર્ણાકે ભાગવાની રીત-અંશને પૂર્ણાકે ભગાતા હોય તો ભાગવા અથવા તો છેદને ગુણવા. જેમ કે $\frac{૪}{૯}$ ને ૨ એ ભાગો. $\frac{૪÷૨}{૯}=\frac{૨}{૯}$, અથવા તો $\frac{૪}{૯}+૩=\frac{૪}{૯×૩}=\frac{૪}{૨૭}$.

**સુચના**—અપૂર્ણાકના અંશ ને છેદ એ બંનેને એકજ રકમે ગુણીએ અથવા ભાગીએ તો તેની કીમતમાં ફેર પડતો નથી. પણ ઓછા અથવાવત્તા કરીએ તો ફેર પડેછે.

૬ અપૂર્ણાકોને અતિ સંક્ષેપમાં આણવાની રીત—આની અંદર પ્રથમ સાધારણ નિશેષ ભાજક ગોતવાની જરૂર છે; માટે પ્રથમ દૃઢભાજકની રીત શીખવવી. દૃઢભાજક એટલે મોટામાં મોટો નિઃશેષ ભાજક. તે શોધી કાઢવાની રીત—જે બે રકમોનો દૃઢભાજક કાઢવો હોય તેમાંની મોટી રકમને નાનીએ પ્રથમ ભાગવી ને જે શેષ વધે તેટલાએ પ્રથમની ભાજકની રકમને ભાગવા એવી રીતે અનુક્રમે શુન્ય શેષ આવે

ત્યાં સુધી કરતા જવું. એવી રીતે આવેલા દૃઢ ભાજકે અંશ ને છેદ બંનેને અંશ ને છેદનું એટલું ટુંકું રૂપ થઇ જાય કે તેમને કોઈ આંકડાએ ભાગી શકાય નહીં ત્યાં સુધી ભાગવા.

અતિ સંક્ષેપ=અતિ+સંક્ષેપ=અતિ એટલે ઘણું ને સંક્ષેપ એટલે ટુંકુ=ઘણું ટુંકુરૂપ=જેમ $\frac{૪૦}{૫૬}$નું અતિસક્ષેપ રૂપ કાઢો. તો $\frac{૪૦}{૫૬}$નો દૃઢભાજક ૮ છે માટે $\frac{૪૦÷૮}{૫૬÷૮}=\frac{૫}{૭}$જ.

૭ પ્રભાગજાતિ અપૂર્ણાંકને સાદા અપૂર્ણાંકનું રૂપ આપવાની રીત—બધા અંશોનો ગુણાકાર નવા અંશમાં લખવો ને બધા છેદોનો ગુણાકાર નવા છેદમાં લખવો. તેમાં જો સંક્ષેપ જતો હોય તો કાઢવો. જેમ $\frac{૩}{૫}$ના $\frac{૧૫}{૨૪}=\frac{૩}{૮}$ જવાબ.

૮ વિવિધ પરિમાણના અપૂર્ણાંકની કીમત કાઢવાની રીત—ઉતરતી ભાંજણીની રીતે ઉતરતા નામમાં આણતાં જવું. તેમાં પૂર્ણાંક નીકળે તે કાઢતા જવું. એ પ્રમાણે છેક ઉતરતા નામનું પરિમાણ આવે ત્યાં સુધી કાઢવું. જેમ $\frac{૧}{૫}$ રૂ. ની કીમત કાઢો. $\frac{૧}{૫}×૧૬=\frac{૧૬}{૫}=૩\frac{૧}{૫}$ આના$=\frac{૧}{૫}×૧૨=\frac{૧૨}{૫}=૨\frac{૨}{૫}$ પાઇ જવાબ. ૩ આના ૨$\frac{૨}{૫}$ પાઈ.

૯ હલકા નામની રકમ (ઉતરતા નામની રકમ)ને ભારે નામના અપૂર્ણાંકમાં આણવાની રીત–ચઢતી ભાંજણીની રીતે આમાં પણ કરવું. જેમ $\frac{૫}{૫}$ પાઇને રૂ.ના અપૂર્ણાકનું રૂપ આપો. જેમ $\frac{૧}{૫}×\frac{૧}{૧૨}=\frac{૫}{૧૨}$આના$=\frac{૫}{૧૨}×\frac{૧}{૧૬}=\frac{૫}{૧૯૨}$ રૂ. જવાબ.

૧૦ જૂદા જૂદા અપૂર્ણાંકોના સમછેદ કરવાની રીત—તમામ અપૂર્ણાંકોના છેદને એક સીધી લીટીમાં લખી તેમનો નિઃશેષ ભાજક હોય તેણે ભાગતાં જવું એમ છે-

વટે જ્યારે કોઈ રકમે ભાગી શકાય નહીં ત્યારે તે બધાનો ગુણાકાર કરવો. તે લઘુતમ સાધારણ ભાજક થશે. તે લીટી દોરી આપેલી રકમોની નીચે લખવો ને તેને દરેક રકમના છેદે ભાગી ભાગાકારને અંશે ગુણવા.

જેમ $\frac{૧}{૩}$, $\frac{૧}{૪}$ ને $\frac{૧}{૬}$ એનો સમચ્છેદ કરો. રીત–૩–૪–૬નો લઘુતમ સાધારણ ભાજ્ય ૧૨ થયો. ને એ ૧૨ ને એ અનુક્રમે ૩–૪–૬ એ ભાગ્યા તો ૪–૩–૨ આવ્યા તેથી $\frac{૪-૩-૨}{૧૨}$ એ સમચ્છેદ થયો.

૧૧ અપૂર્ણાંકના સરવાળા અને બાદબાકી કરવાના રીત—બધા અપૂર્ણાંકોના છેદોનો લઘુતમ કરી તેને દરેક છેદે ભાગી તે ભાગાકારને અનુક્રમે દરેક અંશે ગુણી સઘળા ગુણાકારનો સરવાળો ને બાદબાકીની અંદર બાદબાકી કરવી.

૧૨ વિશેષ હકીકત—(૧) કોઇ હિસાબમાં સરવાળો ને બાદબાકી સાથે લખાવેલ હોય તો પહેલી રકમ હમેશાં વત્તાના ચિન્હવાળી ગણાય. તેની સાથે બાકીની વત્તાના ચિન્હવાળી રકમો એકઠી કરવી તેમજ ઓછાના ચિન્હવાળી રકમો એકઠી કરવી પછી વત્તાના સરવાળામાંથી ઓછાનો સરવાળો બાદ કરવો. (૨.) કોઇ હિસાબમાં મોટો અથવા નાનો કૌંશ કહેવામાં આવેછે તે વખતે નાના કૌંશનું પહેલું કરવું ને કૌંશ બહાર કાંઈ પણ ચિન્હ ન આપેલું હોય તો ગુણ્યા એમ સમજવું. (૩) કોઈ હિસાબમાં પ્રથમની રકમને બીજી રકમે ભાગવા એમ કરી બાકીની કેટલીએક સંખ્યા ગુણ્યા અથવા "ના, ના" ચિન્હથી આવેછે તે વખતે બધી રકમોએ પહેલી રકમને ભાગવા. (૪) કોઈ હિસાબમાં પ-

રિમાણુ વાળી રકમો આવે ત્યારે તે બધીને એક ભારે જાત-ની રકમનું રૂપ આપવું ને તેમનું કરવાનું હોય તે કરવું.

૧૩ અપૂર્ણાંકના ગુણાકાર તથા ભાગાકારની રીત—(૧) જેટલી રકમોનો ગુણાકાર કરવો હોય તેટલી રકમોમાં જો સંક્ષેપ જતો હોય તો કાઢી અંશોનો ગુણાકાર અંશમાં લખવો ને છેદનો ગુણાકાર છેદમાં લખવો. (૨) ભાગાકાર પણ ઉપલીજ રીતે કરવો પણ તેમાં ભાગ્યાની રકમોને ઉલટાવવી એટલે અંશને છેદમાં લખવા ને છેદને અંશમાં લખવા.

૧૪ પહેલી બીજી રકમોના પરસપરસ સંબંધ વિષે—

૧ બે રકમોનો સરવાળો કરવા વિષે—(૧) આટલામાં આટલા ઉમેરો. (૨) કેટલામાંથી આટલા લઇએ તો આટલા આવે.

૨ બે રકમોની બાદબાકી કરવા વિષે—(૧) આ બે રકમોમાં કઈ મોટી છે. (૨) આ બેમાં કેટલો તફાવત છે. (૩) આટલામાં શું ઉમેરીએ તો આટલા આવે.

૩ બે રકમોનો ગુણાકાર કરવા વિષે—(૧) કઇ રકમને આટલાએ ભાગીએ તો આટલા આવે.

૪ પહેલી રકમને બીજી રકમે ભાગવા વિષે—(૧) આટલાને આટલાનું રૂપ આપો. (૨) આટલાને આટલાના અપૂર્ણાંકમાં આણો. (૩) આટલાના આના જેવડા ભાગ કરો. (૪) આટલાએ આટલાથી કેટલા ગણા છે. (૫) આટલાને કેટલાએ ભાગીએ તો આટલા આવે. (૬) આટલામાં આટલા કેટલી વાર છે.

૫ બીજી રકમને પહેલી રકમે ભાગવા વિષે—(આટલાને કેટલાએ ગુણીએ તો આટલા આવે. (૨) આટલાનો કયો અપૂર્ણાંક આટલા થશે. (૩) તે અપૂર્ણાંક કયો કે જેના

આટલા તે આટલાની બરોબર થાય. (૪) આટલાને કેટલા ગણા કરીએ તો આટલા આવે. (૫) કયા અપૂર્ણાંકના આટલા લઈએ તો આટલા આવે.

૬ બે અપૂર્ણાંકની સંખ્યામાં કઈ મોટી છે તે મોઢે ગણવાની રીત—પહેલી રકમના અંશને બીજી રકમના છેદે ગુણવા ને બીજીના અંશને પહેલીના છેદે ગુણવા. જેનો ગુણાકાર ઝાઝો આવે તે મોટી. જેમ $\frac{2}{3}$ ને $\frac{3}{4}$ એ બેમાં કઇ મોટી છે. રીત- ૨×૪=૮. ૩×૩=૯. બીજી રકમનો ગુણાકાર ૯ આવ્યો માટે તે મોટી.

## ત્રિરાશી વિશે.

૧ ત્રિરાશી એટલે ત્રણ પદ ઉપરથી ચોથું પદ શોધી કાઢવાની રીત.

૨ ત્રિરાશી બે જાતની છે. ૧ સમ. ૨ વ્યસ્ત.

૩ પહેલું ને બીજું એ બે પદ અરસપરસ ફરે તો તે વ્યસ્ત. ન ફરે તો તે સમ છે.

૪ ત્રિરાશીના પદ ગોઠવવાની રીત–જે જાતનો જવાબ આવવાનો હોય, તે ત્રીજું એટલે છેલ્લું લખવું. બાકીના બે પદો, એક જાતનાં રહ્યાં તેમાં જો જવાબ ઝાઝો આવવાનો હોય તો, નાનું પદ પહેલું ને મોટું પદ બીજું મૂકવું. પેહેલા બેને છેલ્લા બે પદો એકજ જાતના આવવા જોઈએ એટલે જવાબ જે જાતનું ત્રીજું પદ હોય તે જાતનો આવે.

૫ પદો ઉપરથી જવાબ કાઢવાની રીત—બીજાને ત્રીજા પદના ગુણાકારને પેહેલા પદે ભાગવા. જેમકે સમ ત્રિરાશીનો દાખલો.

દા. ૧) ૪ પૈસાની ૧૮ કેરીઓ. તો. ૧૦ પૈસાની કેટલી?

પૈસા. પૈસા. કેરી કેરી.

૪ : ૧૦ :: ૧૮ : ૪૫ જવાબ. $\frac{૧૦ \times ૧૮}{૪} = ૪૫$

## વ્યસ્ત ત્રિરાશીનો દાખલો.

દા. ૨) એક ઘર ૧૦ દિવસમાં કરવું હોય તો, ૩૫ મજુર રાખવા. પણ તે સાત દિવસમાં કરવું હોય તો કેટલા મજુર રાખવા.

દી. દી. મજુર. મજુર.

૭ : ૧૦ :: ૩૫ : ૫૦ જવાબ.

આમાં પેહેલાને બીજા પદો ફેરવવાનું કારણ એ કે મજુરો ઝાઝા જોઇશે કારણ કે થોડા દહાડામાં ઘર કરવું છે તેથી વધારે મજુરો કામે લગાડવા માટે પેહેલું પદ નાનું ને બીજું પદ મોટું મૂકવું. ૬ ત્રણ કરતાં વધારે પદ હોય તેનું નામ બહુરાશી કહેવાયછે કોઇ પાંચ પદ ઉપરથી પંચરાશી, સાત ઉપરથી સપ્તરાશી એમ પદ ઉપરથી કહે છે. તેમની રીત પણ ત્રિરાશીને મળતી છે. પ્રથમ બધા પદો હિસાબમાંથી વાંચીને જાતવાર ગોઠવવા પછી દરેક જુદી જુદી ત્રિરાશી છે એમ ધારી પદો ગોઠવવાં.

## સાદાવ્યાજ વિષે.

૧ વ્યાજ એટલે રૂપીઆનું ભાડું. વ્યાજ ૪ જાતનું છે. (૧) સાદુ, (૨) ચક્રવૃધી, (૩) કાપીયું, (૪) વારેવારીયું.

૨ મુદ્દલ—જે રકમ વ્યાજે આપીએ અથવા લઈએ તે.

૩ મુદત—જેટલા દીવસ, માસ, કે વરસ તે રકમ રહે તે.

૪ દર—વ્યાજનો ભાવ-ભાવ બે જાતનો છે. (૧) ટકા એટલે રૂપીઆ તે સો રૂપીઆનું એક વરસનું વ્યાજ. (૨) તેરીખ

એટલે આના તે સો રૂપીઆનું એક માસનું વ્યાજ. કોઈ વખતે દોકડા અથવા ટકા પણ તેરીખમાં કહેવાયછે. પણ તે વખતે મહીનાનું સો રૂપીઆનું વ્યાજ છે એમ સમજવું.

૫ સાદા વ્યાજના પદ ગોઠવવાની રીત—પંચરાશીની રીતે ગોઠવવા. એટલે પેહેલા પદમાં સોરૂપીઆ ને તેની નીચે એક વરસ બીજા પદમાં કહેલા રૂપીઆ ને તેની નીચે કહેલી મુદત ને ત્રીજા પદમાં કહેલા ટકા. ને તેનો જવાબ પંચરાશીની રીતે કાઢવો.

સુચના—જ્યારે દોકડાનાં અપવા નવા પૈસાની તેરીખ કહેવામાં આવે ત્યારે તે એક મહીને એક રૂપીઆનું વ્યાજ સમજવું.

રાશવિષે—આપેલા મુદલ રૂપીઆ ને આવેલા વ્યાજના રૂપીઆનો સરવાળો.

મુદલવિષે—પેહેલા પદમાં વ્યાજનો દર ને તે નીચે આપેલા વરસ, બીજા પદમાં આપેલું વ્યાજ ને તે નીચે એક વરસ ને ત્રીજા પદમાં સો મુદલ. એ રીતે પંચરાશી કરવી.

મુદતવિષે—પેલા પદમાં વ્યાજનો દર ને તેની નીચે આપેલા મુદલ, બીજા પદમાં આપેલું વ્યાજ ને સો મુદલ, ત્રીજા પદમાં એક વરસ. એ રીતે પંચરાશી કરવી.

દરવિષે—પેહેલા પદમાં આપેલા મુદલ ને તેની નીચે આપેલી મુદત બીજા પદમાં સો મુદલ ને તેની નીચે એક વરસ, ત્રીજા પદમાં આપેલું વ્યાજ એરીતે પંચરાશી કરવી.

સુચના—આવા હિસાબમાં રાશ કહેવામાં આવે ત્યારે આપેલા મુદલ રૂપીઆ બાદ કરી વ્યાજ કાઢી હિસાબ ઉપરની રીતે ગોઠવવો.

**समाप्त.**

# જાહેર ખબર.



આ નોટ ભણનાર તથા ભણાવનાર બંનેને મદદકર્તાછે તેમજ તે શીખતાં મેહેનત પણ ઘણીજ થોડી પડે તેમ સરલ કરેલી છે. આ નોટ અગાઉથી નાણાં મોકલી સામટી મંગાવનારને સેંકડે વીશ ટકા કમીશન આપવામાં આવશે અને પચાસથી ઓછી મંગાવનારને દશ ટકા કમીશન આપવામાં આવશે તથા ટપાલ ખર્ચ લેવામાં નહીં આવે માટે જેઓ સાહેબને લેવા વિચાર હોય તેમણે નીચેના શીરનામાથી મંગાવવી.

વીરચંદ [illegible] [illegible], સરા. હળવદ થઈને,

[illegible] હીરાચંદ દોશી, મોરબી.

